# ધી સ્ટાંપ એક્ટ
# ઑફ
# લુણાવાડા સ્ટેટ.

# ૧૯૨૩.

સુરત
[illegible] દરીઆ મહેલ પાસે આવેલા [illegible] બીલ્ડીંગમાં
ધી 'મરીટી પ્રીન્ટીંગ પ્રેસમાં,' જે. ડબ્લ્યુ. રાઠોડે
છાપ્યો.

૧૯૨૪.

શ્રી

# સ્વસ્થાન લુણાવાડાનો સ્ટાંપ આક્ટ સને ૧૯૨૩નો

## (સુધારા વધારા સાથે).

---

સ્ટાંપ સંબંધી કાયદો એકઠો કરીને સુધારવા બાબતનો (આક્ટ) કાયદો.

જે અર્થે સ્ટાંપ સબંધી કાયદો એકઠો કરીને સુધારવો યોગ્ય છે, તે અર્થે આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

---

### બાબ ૧લો.

### પ્રારંભના નિયમ.

**સંજ્ઞા અને શરૂઆત.** ૧. (૧) આ નિબંધને "સ્ટાંપ નિબંધ" એવી સંજ્ઞા આપવામાં આવે છે.

૨. અને તે સંવત ૧૯૮૦ના ફાગણ વદ ૧૨ એટલે સને ૧૯૨૪ના માહે એપ્રીલ માસની તા. ૧લીથી અમલમાં આવશે.—

આ નિબંધ અમલમાં આવશે તે તારીખથી

**રદ કર્યું તે.** क આ સાથેના પરિશિષ્ટ ૧માં બતાવેલા નિબંધ અને

ख બીજા જે નિયમ, વટ હુકમો તથા ઠરાવો આ નિબંધથી વિરૂદ્ધ હોય તેટલે સુધી તે,

આ નિબંધથી રદ થાય છે એમ સમજવું.

૩. આ નિબંધમાં વિષય ઉપરથી અગર પૂર્વાપર સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો નીચે લખેલા શબ્દનો અર્થ નીચે લખ્યા પ્રમાણે થાય છે એટલે :—

શબ્દનો અર્થ.

क "કબુલાત" એટલે કોઈ સખસ કોઇની પાસેથી સ્થાવર મીલકત ભાડે કિંવા સાંથે અથવા ઉધડ રકમે, અથવા સદરહુ બંન્ને પ્રકારે ઉપભોગ માટે લઈ તે બાબતનો જે લેખ કરી આપે છે તે લેખ;

ख "કરી આપેલો" તથા "કરી આપવું" આ શબ્દો લેખના સબંધમાં વાપર્યા હોય ત્યારે તેમનો અર્થ અનુક્રમે "સહી કરેલો" તથા "સહી કરવી" એવો થાય છે.

ग "ખત" એ શબ્દમાં

૧ જે લેખ ઉપરથી એક માણસ બીજા કોઇ માણસને પૈસા આપવાની જવાબદારી પોતાને માથે એવી શરતે લે કે, પ્રસંગ પ્રમાણે અમુક નિર્દિષ્ટ કરેલું કામ કરવામાં આવે અથવા ન આવે તો તે જવાબદારી રદ થશે તે લેખનો—

૨ જે લેખ ઉપરથી એક સખસ બીજા સખસને પૈસા આપવાની જવાબદારી પોતાને માથે લે, અને જે ઉપર શાહેદે શાક્ષી કરેલી હોય, તથા જે શાહાજોગ અથવા નામજોગ ન હોય તે લેખો—અને

૩ સદરહુ પ્રમાણે શાક્ષી કરેલા કોઇ લેખ ઉપરથી એક માણુસ બીજા માણુસને કાંઇ પણ માલ

આપવાની પોતાને માથે જવાબદારી લે તે લેખનો સમાવેશ થાય છે.

घ "ગીરવી ખત" એ શબ્દમાં સ્થાવર મીલકતના કબજા સહીત ગીરવી ખતનો તથા સ્થાવરના કબજા સિવાય, સાન ખતનો તથા તારણુ દાખલ જંગમ માલ કબજામાં આપી ખત કર્યું હોય તે ખતનો અને કાંઇ કરાર પુરો કરવા બાબત તારણુ મુકી તે સંબંધમાં જે દસ્તાવેજ થયો હોય તેનો પણ સમાવેશ થાય છે.

ङ "ચેક" એટલે કોઇ સાહુકાર પાસે જેના પૈસા હોય, તે તે સાહુકાર ઉપર એવી ચીઠ્ઠી લખે કે, તેમાં લખેલા માણસને અથવા તે માણસ કહે તેને અથવા તે ચીઠ્ઠી લાવે તેને ચીઠ્ઠી જોતાંજ અમુક પૈસા મારા ખાતામાંથી આપવા તે ચીઠ્ઠી,

च "નિર્બંધ" રાખનારો મુખ્ય "મુલકી અધીકારી" એટલે દીવાન, અગર આ નિબંધ અન્વયે નિર્બંધ રાખનારા અધીકારીનું કામ હજુર વખતોવખત બીજા જે કોઈ અમલદારને સોંપશે તે અમલદાર.

छ "પટો" એટલે કોઈ સખસ બીજા કોઇને સ્થાવર મીલકત ભાડે કિંવા સાંથે અથવા ઉધડ રકમે, અથવા સદરહુ બન્ને પ્રકારે ઉપભોગ માટે આપી તેને માટે જે લેખ કરી આપે છે તે લેખ ;

ज "પાવતી" એ શબ્દમાં જે કોઇ ચીઠ્ઠી ઉપરથી, યાદી ઉપરથી, અથવા લખાણુ ઉપરથી,

૧ કાંઇ પૈસા, ચેક અથવા વાયદા ચીઠ્ઠી પોહોંચ્યાનું,

૨ કરજની ભરપાઇ તરીકે કોઈ પણ બીજી જંગમ મીલકત પોહોંચ્યાનું અથવા,

૩ કોઈ કરજ અથવા માગણું અથવા કોઇ કરજનો અથવા માગણાનો કાંઇ ભાગ ભરપાઈ થયાનું અથવા તે પત્યાનું કબુલ કર્યું હોય અથવા સદરહુ પ્રમાણે કબુલ કર્યાનું દર્શાવતું હોય, અથવા તેમ દેખાતું હોય, તે ચીઠ્ઠી અથવા યાદી અથવા લખાણનો સમાવેશ થાય છે; પછી તેની ઉપર કોઇ સખસે પોતાના નામની સહી કરી હોય કે નહીં હોય ;

झ "મુખત્યાર પત્ર" એ શબ્દમાં ન્યાયાધીશીની લાગત સબંધી વિદ્યમાન કાળે અમલમાં હોય તે કાયદા મુજબ લાગતને પાત્ર ન હોય એવા જે કોઇ પણ લેખ ઉપરથી અમુક નિર્દિષ્ટ કરેલા માણુસને તે લેખ કરી આપનાર માણુસને બદલે, અને તેને નામે તે લેખમાં લખેલું કામ કરવાનો અધીકાર મળે છે ને લેખનો સમાવેશ થાય છે.

ञ ' યોગ્ય લાગત આપેલો " એ શબ્દો કોઇ પણ લેખને લાગુ કર્યા હોય ત્યારે તેમનો અર્થ તે લેખ ઉપર યોગ્ય રકમથી ઓછી ન હોય તેટલી રકમનો ચોહોંટાડવાનો કિંવા છાપ મારેલો સ્ટાંપ છે અને તે સ્ટાંપ વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કાયદા પ્રમાણે ચોહોડયો છે કિંવા ઉપયોગમાં આણ્યો છે એવો થાય છે એમ સમજવું.

ट "લાગતને પાત્ર હોય એવો" એ શબ્દો આ નિબંધ અમલમાં આવવાની તારીખે અને ત્યારપછી કરેલા લેખને લાગુ હોય તો આ નિબંધ મુજબ લાગતને પાત્ર હોય એવો થાય છે, અને આ નિબંધ અમલમાં આવવાની તારીખ પહેલાં કરેલા બીજા કોઇ લેખને

લાગુ હોય ત્યારે, તેમનો અર્થ તે લેખ કરી આપતી વખતે, અથવા જ્યારે તે લેખ જુદા જુદા સખસોએ જુદી જુદી વેળાએ કર્યો હોય ત્યારે તે લેખ પ્રથમ કરી આપતી વેળાએ જે કાયદો અમલમાં હશે તે કાયદા પ્રમાણે લાગતને પાત્ર હોય એવો થાય છે.

૭ "લેખ" એ શબ્દનો અર્થ જે કોઇ પણ દસ્તાવેજ ઉપરથી કોઇ પણ હક્ક અથવા જવાબદારી ઉત્પન્ન થાય છે, સ્વત્વાર્પણ (ટ્રાન્સફર્ડ) transferred થાય છે. નિયમિત થાય છે, વધારવામાં આવે છે, નષ્ટ થાય છે, અથવા નોંધવામાં આવે છે, અથવા તેવી રીતે જાય છે એમ જણાતું હશે તે દરેક દસ્તાવેજ એવો થાય છે;

૮ "વાયદા ચીઠ્ઠી," (Bill of exchange and Promissory note). એટલે હુંડી કિંવા ચલણી નોટ નહીં હોય એવા જે લેખથી કોઇ સખસ માત્ર અમુક સખસને કિંવા તે કહે તેને અગર તે લેખ ધારણ કરનારને પૈસાની અમુક રકમ આપવાનું તે લેખ ઉપર સહી કરી આપી બીન શરતે માથે લે છે તે લેખ, અને વળી તેમાં જેમાંથી નાણાં મળવાં જેવાં હોય કે ન હોય એવી કોઈ પણ ચોકસ થાપણમાંથી અથવા જે કોઈ પણ શરત પુરી કરવામાં આવે અથવા ન આવે તે શરતે, અથવા જે કોઇ પણ બનાવ બને કે ન બને તે પ્રસંગે, પૈસાની કોઇ પણ રકમ આપવાનું જેમાં વચન આપ્યું હોય તે ચીઠ્ઠીનો પણ સમાવેશ થાય છે;

૯ "વિમાપત્ર" એટલે જે દસ્તાવેજ ઉપરથી સલામતીની રકમના બદલામાં કોઇ સખસ કોઇ પણ વગર ધારેલી અથવા દૈવાધીન (કોન્ટીનજન્ટ) contingent વાતથી કાંઇ તોટો, નુકશાન અગર જવાબદારી ઉત્પન્ન થાય

તે અદા કરવાનું પોતાના માથે લે છે, તે દસ્તાવેજ, અને તેમાં જીંદગીના વિમાપત્રનો તથા અકસ્માત અથવા માંદગીના અને આગના વિમાપત્રનો પણ સમાવેશ થાય છે.

ण "વહેંચણનો લેખ" એટલે જે કોઈ લેખ ઉપરથી મઝીયારી માલીકીની કોઈ પણ મીલકત જુદી જુદી વહેંચી લે છે, અથવા વહેંચી લેવાનું કબુલ કરે છે, તે લેખ, અને તે શબ્દમાં વહેંચણી કરવા બાબત કોઇ પણ મુલકી અમલદારે અથવા દીવાની કોર્ટથી કરેલા આખરના હુકમનો, તેમજ વહેંચણ કરવાનું ફરમાવનારા પંચના નિવાડાનો પણ સમાવેશ થાય છે.

त "વ્યવસ્થા પત્ર" એ શબ્દનો અર્થ મૃત્યુપત્ર ન હોય એવા જે લેખથી સ્થાવર અથવા જંગમ મીલકતની જે કાંઇ પણ વ્યવસ્થા,

૧ લગ્ન થવા માટે કરી હોય

૨ વ્યવસ્થાપત્ર કરનારની મીલકત તેના કુટુંબમાં વહેંચી આપવા સારૂ અથવા જેઓને સારૂ કાંઇ બંદોબસ્ત કરી આપવાની તેની ઇચ્છા હોય તેઓને વહેંચી આપવા સારૂ અથવા તેના ઉપર જેનો આધાર હોય એવા કોઇ પણ સખસનો બંદોબસ્ત કરવા સારૂ કરી હોય, અથવા

૩ કોઇ પણ ધર્મ સબંધી અથવા દાનધર્મ સબંધી કારણ સારૂ કરી હોય તે વ્યવસ્થાનો લેખ એવો થાય છે અને તે શબ્દમાં સદરહુ પ્રકારની વ્યવસ્થા કરવા વિષેની લેખી કબુલતનો પણ સમાવેશ થાય છે અને જ્યારે સદરહુ વ્યવસ્થા લેખથી

થઈ ન હોય ત્યારે જુમ્મો જાહેર કરીને અથવા બીજી કોઈ પણ રીતે સદરહુ વ્યવસ્થા સબંધી શરતો જે લેખથી નોંધી રાખવામાં આવી હોય તે લેખનો પણ સમાવેશ થાય છે ;

થ "સાહુકાર" એ શબ્દમાં સાહુકારી પેઢીનો તથા સાહુકારી કામ કરનાર કોઈ પણ માણસનો સમાવેશ થાય છે.

દ "સ્વત્વાર્પણ" conveyance એ શબ્દમાં

૧ વેચાણના અંગે કરવાના સ્વત્વાર્પણનો કરેલા આખર હુકમનો તથા

૨ જે લેખ ઉપરથી સ્થાવર કિંવા જંગમ મીલકત હયાત સખસો વચ્ચે સ્વત્વાર્પણ કરવામાં આવે અને જે બાબત બીજા પરિશિષ્ટમાં જુદી રીતનો ઠરાવ કરેલો ન હોય તે લેખનો સમાવેશ થાય છે.

---

## બાબ ૨ જો.

### સ્ટાંપ લાગત.

#### લાગતને પાત્ર હોય તેવા લેખ.

લાગતને પાત્ર હોય તેવા લેખ.

૪ (૧) નીચે લખેલા જુદા જુદા લેખની યોગ્ય લાગત તરીકે જે રકમ પરિશિષ્ટ "૨" માં દર્શાવી છે તથા તે પરિશિષ્ટમાં દર્શાવેલી માફીને પાત્ર રહીને તેટલી રકમની લાગત તે લેખ ઉપર આ નિબંધના ઠરાવને પાત્ર રહીને લાગશે એટલે :—

क બીજા પરિશિષ્ટમાં પહેલો જે કોઇ લેખ કોઇ પણ સખસે અગાઉ કરી આપ્યો ન હોય અને જે સને ૧૯૨૪ના એપ્રીલ માસની તા. ૧લીથી ૮મીએ અથવા તે તારીખ પછી આ રાજ્યમાં કરવામાં આવે તે દરેક લેખ,

ख તે તારીખે અથવા તે તારીખ પછી આ રાજ્યની બહાર લખેલો અથવા કરેલો અને આ રાજ્યમાં સ્વિકારેલો અથવા અદા કરેલો અથવા સ્વિકારવા સારૂ અથવા અદા કરવા સારૂ દેખાડેલો અથવા શેરો લખેલો અથવા સ્વત્વાર્પણ કરેલો અથવા બીજી રીતે વેચેલો દરેક ચેક અથવા વાયદા ચીઠ્ઠી અને

ग બીજા પરિશિષ્ટમાં કહેલો (ચેક અથવા વાયદા ચીઠ્ઠી શીવાય બીજો) અગાઉ કોઇ પણ સખસે કરી આપ્યો ન હોય એવો જે લેખ તે તારીખે અથવા તે તારીખ પછી આ રાજ્યની બહાર કરેલો હશે, તથા જે આ રાજ્ય માંહેની મીલકત સબંધી અથવા રાજ્યમાં કરેલી અથવા કરવાની કોઇ પણ બાબત સબંધી અથવા વાત સબંધી હશે અને જે આ રાજ્યમાં આવ્યો હશે તે દરેક લેખ,

૨ પરંતું એમ ઠરાવવામાં આવે છે કે સરકારે અથવા સરકારની તરફથી અથવા સરકારને કરી આપેલા કોઇ પણ લેખ ઉપર આ માફી ન હોત તો, જે પ્રસંગે સરકાર લાગત આપવાને પાત્ર થાત તે પ્રસંગે તે લેખ કોઇ પણ લાગતને પાત્ર થશે નહિ.

**વેચાણ, ગીરો અથવા વ્યવસ્થા પત્રના એકજ વ્યવહારમાં ઉપયોગમાં લીધેલા અનેક લેખ.**

૫ (૧) કોઇ પણ વેચાણની અથવા ગીરોખતની અથવા વ્યવસ્થાપત્રની બાબતમાં તે સબંધી વ્યવહાર પુરો કરવા સારૂ એકથી જાસ્તી લેખનો ઉપયોગ કર્યો હશે ત્યારે, તેવા સ્વત્વાર્પણ બદલ, ગીરોખત "બદલ કિંવા વ્યવસ્થાપત્ર બદલ, બીજા પરિશિષ્ટમાં જે લાગત કહી છે તે લાગત મુખ્ય લેખ ઉપર માત્ર પડશે અને બાકીના પ્રત્યેક લેખ બદલ રૂપીઓ એક લાગત પડશે.—

(૨) સદરહુ પ્રમાણે ઉપયોગ કરેલા લેખોમાંથી કયો લેખ પેટા કલમ "૧"ના કારણ સારૂ મુખ્ય લેખ સમજવો તે ઠરાવવાનો પક્ષકારોને પોતાને અધીકાર છે.

(૩) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, સદરહુ પ્રમાણે ઠરાવેલા લેખ ઉપર પડવાની લાગત સદરહુ પ્રમાણે ઉપયોગ કરેલા લેખ પૈકી કોઈ પણ લેખ ઉપર જે વધતામાં વધતી લાગત પાડવા જોગ હોય તે સમજવી.

**જુદી જુદી બાબતો સબંધી લેખ.**

૬. જેમાં અનેક જુદી જુદી સ્વતંત્ર બાબતો સમાઇ હોય, અથવા જે એવી બાબતો સબંધી હોય એવા કોઇ પણ લેખ ઉપર સદરહુ પ્રકારની બાબતોમાંની એક એક બાબત સમાઇ હોય એવો અથવા એક એક બાબત સબંધ હોય એવો દરેક જુદો જુદો લેખ આ નિબંધ પ્રમાણે જે લાગતને પાત્ર હશે તે લાગતની એકંદર રકમ પડશે.

**બીજા પરીશિષ્ટ માંના અનેક પ્રકાર જેને લાગુ હોય એવો લેખ**

૭ (૧) જે કોઇ પણ લેખને તેના મજકુરના ધોરણ ઉપરથી બીજા પરીશિષ્ટમાંના બે અથવા વધારે પ્રકાર લાગુ થતા હોય તે લેખ તે પરીશિષ્ટ મુજબ જુદી જુદી લાગતને પાત્ર હોય તે પ્રસંગે તે લાગતમાંની જે લાગત સોથી વધારે હોય તેજ

ફકત ઉપરની કલમ ૫ના ઠરાવોને પાત્ર રહીને તે ઉપર પડશે.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે જે કોઇ પણ લેખ લાગત પડવા જોગ હશે અને જે બદલ યોગ્ય લાગત આપી હશે તે લેખના સામા લેખ ઉપર કિંવા બીજી પ્રત થઈ હોય તો તે ઉપર આ નિબંધમાંના કોઈ પણ ઠરાવ ઉપરથી રૂા. ૧) લાગત કરતાં જાસ્તી લાગત પડશે નહી.

**સ્થાનિક સંસ્થાએ કાઢવાના કરજની બાબતમાં લાગત.**

૮ આ નિબંધમાં ગમે તે ઠરાવ્યું હોય તો પણ હજુરથી હરકોઈ વખતે જે સ્થાનિક સંસ્થાને ખત લેહેણુંના વ્યાજુ ચીઠ્ઠી, અથવા જામીનગીરી કરી આપી તે રકમ કરજે કાઢવાનો અધીકાર કોઇ પણ વાયદા ઉપરથી આપવામાં આવ્યો હશે અગર હવે પછી આપવામાં આવશે, તે સંસ્થાએ એવા કરજના સબંધમાં કાઢેલાં ખત, લેહેણાની વ્યાજુ ચીઠ્ઠી, અગર જામીનગીરીની એકંદર રકમ ઉપર દર સેંકડે આઠ આના પ્રમાણે લાગત આપવી, અને પછી એવા ખત, લહેણાની વ્યાજુ ચીઠ્ઠી અથવા બીજી જામીનગીરી ઉપર સ્ટાંપ લગાડવાની જરૂર નથી અને તે તાજા કરતી વખતે, એકત્ર કરતી વખતે, તેના પેટા ભાગ કરતી વખતે, અથવા બીજે પ્રસંગે તેના ઉપર તે ફરીથી કંઇ પણ લાગત લેવામાં આવશે નહીં.

**લાગત કમી કરવાનો અથવા માફ કરવાનો અથવા તે બદલ ઉધડ રકમ લેવાનો અધીકાર.**

૯. હજુર વખતો વખત નિયમ કે હુકમ પ્રસીદ્ધ કરીને હરકોઇ વખતે.

ક કોઇ પણ લેખ અથવા કોઈ પણ મુકરર વર્ગના લેખ, અથવા તે વર્ગના લેખમાંના કોઈ પણ વિશેષ

લેખની બાબતમાં અથવા કોઇ પણ વિશેષ વર્ગના માણસોએ કે માણસોને અથવા તે વર્ગના કોઇ વિશિષ્ટ માણસોએ કે માણસોને કોઇ પણ કરી આપવાના લેખની બાબતમાં જે લાગતને તે પાત્ર હશે તે આખા રાજ્યમાં અગર રાજ્યના કોઇ પણ ભાગમાં કોઈ પણ આવતી અથવા ગયેલી તારીખથી ઓછી અથવા સમુળગી માફ કરવામાં આવી છે એવો અને

ख કોઇ પણ સંસ્થાપિત કંપનીએ અથવા એવી બીજી કોઇ પણ મંડળીએ કાઢેલાં વ્યાજુ ખત, ચીઠ્ઠી અથવા બજારમાં વેચી શકાય એવી બીજી જામીનગીરીઓની બાબતમાં લાગત બદલ ઉધડ રકમ લેવી એવો હુકમ કરવાને મુખત્યાર છે.

## સ્ટાંપ તથા તેનો ઉપયોગ કરવાની રીત.

લાગત શી રીતે આપવી.

૧૦ (૧) આ નિબંધમાં બીજી રીતે સ્પષ્ટપણે ઠરાવ કર્યો હોય તે શિવાયના પ્રસંગે કોઇ પણ લેખ જે લાગતને પાત્ર હશે તે સઘળી લાગત સ્ટાંપના રૂપે.

क આ નિબંધના ઠરાવ પ્રમાણે અથવા—

ख સદરહુ ઠરાવ તેઓને લાગુ ન હોય તો હજુર હુકમ કરીને ફરમાવે તે પ્રમાણે આપવી જોઇએ અને સદરહુ પ્રમાણે આપ્યાની વાત સદરહુ પ્રકારના લેખ ઉપર સ્ટાંપવડે દર્શાવવી જોઇએ અથવા રોકડ રકમ આપી શેરો કરાવવો જોઈએ.

(૨) આ નિબંધ અન્વયે જે નિયમ કરવામાં આવે તેમાં બીજી બાબતો સાથે નીચે લખી બાબતોનું નિયમન કરવાનો હજુર મંજુરીથી દીવાનને અધીકાર છે એટલે—

क દરેક જાતના લેખને પ્રસંગે જે સ્ટાંપ વાપરી શકાય તે સ્ટાંપનો પ્રકાર,

ख છાપ મારેલા સ્ટાંપવાળા લેખને પ્રસંગે કેટલા સ્ટાંપનો ઉપયોગ કરી શકાય તે, અને

ग વાયદા ચીઠ્ઠીઓની બાબતમાં તે કેવા કાગળ ઉપર લખવાની તે—

૩ રોકડ રકમ લઈ યોગ્ય અધીકારવાળા અધીકારી પાસે શેરો કરાવવાનો—

ચોંટાડવાના સ્ટાંપનો ઉપયોગ.

૧૧. નીચે લખેલા તથા વખતો વખત હજુર હુકમથી ઠરાવવામાં આવે તે લેખ ઉપર ચોંટાડવાનો સ્ટાંપ લગાડી શકાશે અથવા રોકડ લાગત લઇ અધીકારવાળા અધીકારી તરફથી શેરો કરવામાં આવશે.

क જે લેખ ઉપર એક આનો અગર બે આના લાગત પડવા જોગી હશે તે લેખ,

ख આ રાજ્યની બહાર લખેલા ચેક તથા વાયદા ચીઠ્ઠીઓ—

ग કોઇ પણ સંસ્થાપિત કંપનીના ભાગ શેરો લખીને સ્વત્વાર્પણ કરી આપવાના લેખ;

घ જે ઠેકાણે લેખનો અપૂર્ણ સ્ટાંપ પુરો કરી આપવા માટે ચોહોડવાનો સ્ટાંપ સરકારી અમલદારે લગાડી આપવો એવો દીવાનથી હુકમ થયો હોય તે ઠેકાણે પુરો સ્ટાંપ કરી આપવાનો લેખ,

ङ આ રાજ્યમાં કોઇ પણ ન્યાયાધીશીમાં વકીલાત કરવાની સનદ—

ચોડવાના સ્ટાંપ રદ કરવા બાબત.

૧૨ લાગતને પાત્ર હોય અને કોઈ પણ સખસે કરી આપ્યો હોય એવા કોઇ પણ લેખ ઉપર જે કોઇ સખસ કોઇ પણ ચોડવાનો સ્ટાંપ ચોડશે તેણે તે ચોડતી વખતે તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ કરી ન શકાય તેવી રીતે તે રદ કરવો જોઇએ તથા શેકડ લાગત લીધી હોય તો તેવો શેરો કરવો જોઇએ.

૨. ચોડવાના સ્ટાંપ ચોડેલા કોઇ પણ કાગળ ઉપર જે કોઇ સખસ કોઇ પણ લેખ કરી આપશે તેણે સદરહુ સ્ટાંપ ઉપર કહેલી રીતે પહેલાંજ રદ કરવામાં આવ્યો ન હોય તો, તે કરી આપતી વેળાએ તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ કરી ન શકાય એવી રીતે તે રદ કરવો જોઇએ.

૩. કોઈ પણ લેખ ઉપર ચોડવાનો સ્ટાંપ હોય ને તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ કરી ન શકાય એવી રીતે તે રદ કર્યો ન હોય તો તે લેખ તે સ્ટાંપના સબંધ પુરતો સ્ટાંપ વગરનો છે એમ સમજવું.

૪. જે સખસને પેટા કલમ "૧" અને "૨" મુજબ ચોંટાડવાનો સ્ટાંપ રદ કરવાનું ફરમાવ્યું હશે તે, સખસ સદરહુ સ્ટાંપ ઉપર અથવા આડા પોતાનું નામ અથવા પોતાની સહીના (Initial) ટુંકી સહી અથવા પોતાની પેઢીનું નામ અથવા ટુંકી સહી લખીને તથા તે લખ્યાની ખરી તારીખ લખીને અથવા બીજી કોઇ કાર્યસાધક (effectual) રીતે તે સ્ટાંપ રદ કરવાને મુખત્યાર છે.

છાપ મારેલા સ્ટાંપ કાગળ ઉપર લેખ શી રીતે લખવો.

૧૩. છાપ મારેલા સ્ટાંપના કાગળ ઉપેર લખવાનો દરેક લેખ એવી રીતે લખવો કે સ્ટાંપ ત લેખના મુખ્ય પૃષ્ટના ભાગ ઉપર સાફ રીતે દેખાય

તથા તેનો બીજા કોઇ પણ લેખ સારૂ ઉપયોગ કરી ન શકાય, અથવા તે બીજા કોઈ પણ લેખને લગાડી ન શકાય.

એક સ્ટાંપ ઉપર એકજ લેખ જોઇએ.

૧૪. લાગતને પાત્ર હોય એવો કોઈ લેખ જે સ્ટાંપના કાગળ ઉપર એકવાર લખેલો હશે તે કાગળ ઉપર લાગતને પાત્ર હોય એવો બીજો કોઈ પણ લેખ લખવો નહીં. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, જે કોઇ પણ શેરા ઉપર યોગ્ય રીતે સ્ટાંપ માર્યો હશે, અથવા જે લાગતને પાત્ર નહીં હશે; તે શેરો (endorsement) અથવા રોકડ રકમ લઇ શેરો યોગ્ય અધીકારવાળા અધીકારીએ કરેલો હશે ત્યારે,

क જે લેખ ઉપરથી કોઇ પણ હક્ક ઉત્પન્ન થતો હોય અથવા દેખાતો હોય તે હક્ક સ્વત્વાર્પણ કરવા સારૂ અથવા,

ख જેમાં પૈસા આપવાનું અથવા માલ સ્વાધીન કરવાનું લખ્યું હશે તે પૈસા અથવા માલ પોહોંચ્યાનું કબુલ કરવા સારૂં,

તે લેખ ઉપર લખવાની આ કલમમાંના કોઇ પણ મજકુરથી મનાઇ કરી છે એમ સમજવું નહી ;

**તેરમી અથવા ચૌદમી કલમ વિરૂદ્ધ લખેલા લેખ વગર સ્ટાંપના સમજવા.**

૧૫. તેરમી અથવા ચોદમી કલમ વિરૂદ્ધ લખેલો પ્રત્યેક લેખ વગર સ્ટાંપના છે એમ સમજવું.

**લાગત દર્શાવવી.**

૧૬ કોઇ પણ લેખ લાગતને પાત્ર હશે તે લાગત અથવા કોઈ લેખની લાગત માફ કરી હશે તે માફી બીજા લેખ બદલ અપાઈ ગયેલી લાગત ઉપર કોઈ પણ રીતે આધાર રાખતી હશે, ત્યારે તે બીજા લેખ બદલ લાગત આપ્યાની વાતના દીવાનને તે બાબત લેખી અરજી

કરવામાં આવે તો તે પ્રથમ કહેલા લેખ ઉપર તે અમલદારની સહી સાથેનો શેરો કરીને, અથવા આ બાબતમાં દીવાન તેમાં ફરમાવે તેવી રીતે દર્શાવવી જોઇએ.

લેખ ઉપર સ્ટાંપ મારવાની મુદત

૧૭. આ રાજ્યમાં કોઇ પણ સખસે કરી આપવાના લાગતને પાત્ર હોય એવા સઘળા લેખ ઉપર તે કરી આપવાની અગાઉ અથવા તે કરી આપતી વખતે સ્ટાંપ હોવો જોઇએ—

૧૮. ચેક કિંવા વાયદા ચીઠ્ઠી સીવાયનો લાગતને પાત્ર હોય એવો કોઈ પણ લેખ આ રાજ્યની બહાર કરેલો હોય તેને આ રાજ્યમાં પ્રથમ આવ્યા પછી છ મહીનાની અંદર સ્ટાંપ મારવાનો અધીકાર છે.

૨. સદરહુ પ્રકારના લેખ બાબત કહેલા સ્ટાંપના પ્રકાર પ્રમાણે તે લેખને ખાનગી માણુસથી યોગ્ય રીતે સ્ટાંપ મારી શકાતો ન હોય ત્યારે તે લેખ સદરહુ છ મહીનાની મુદતમાં દીવાન પાસે લઈ જવાનો અધીકાર છે, અને સદરહુ પ્રકારનો લેખ સદરહુ પ્રમાણે લઈ જનાર જે કીંમતનો સ્ટાંપ માગી તે બાબત રકમ આપે, તે કીંમતનો સ્ટાંપ દીવાન અથવા જેમને તે અધીકાર આપે તેમણે તે લેખ ઉપર મારવો જોઇએ અથવા રોકડ રકમ લઇ યોગ્ય અધીકારવાળા અમલદારથી શેરો કરાવવો—

આ રાજ્યની બહાર લખેલા ચેક કિંવા વાયદા ચીઠ્ઠી.

૧૯ આ રાજ્યની બહાર લખેલો કોઇ પણ ચેક, કિંવા વાયદા ચીઠ્ઠી આ રાજ્યમાં પ્રથમજ ધારણ કરનારાએ આ રાજ્યમાં તે સ્વિકારવા સારૂ અથવા અવેજ મળવા સારૂ દેખાડયા પહેલાં અથવા તે ઉપર શેરો

લખ્યા પહેલાં અથવા તે સ્વત્વાર્પણ કરી આપ્યા પહેલાં અથવા બીજી રીતે તેની આપ લે કર્યા પહેલાં તેની ઉપર યોગ્ય સ્ટાંપ મારીને તે રદ કરવો અથવા રોકડ રકમ ભરી શેરો અધીકારવાળા અધીકારીની પાસે કરાવવો જોઈએ.–

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, એવો કોઈ પણ ચેક અથવા વાયદા ચીઠ્ઠી કોઇ પણ ધારણ કરનારાના હાથમાં આ રાજ્યમાં આવે તે વખતે તેની ઉપર ચોડવાનો યોગ્ય સ્ટાંપ માર્યો હશે તથા તે કલમ ૧૨માં કહેલી રીતે રદ કરેલો હશે અને તે સ્ટાંપ જે માણસને જે વખતે મારવાની અથવા રદ કરવાની આ નિબંધ મુજબ જરૂર છે તે માણસ સિવાય બીજા માણસે તથા તે વખત સિવાય બીજી વખતે માર્યો છે અથવા રદ કર્યો છે એવું માનવાનો સદરહુ પ્રકારના ધારણ કરનારને સબબ નહિ હશે તો તે સ્ટાંપ તે ધારણ કરનારના સબંધમાં હોય તેટલે સુધી યોગ્ય રીતે લગાડયો છે તથા રદ કર્યો છે એમ સમજવું.

પણ સ્ટાંપ મારવાનું અથવા રદ કરવાનું બાતલ કર્યા બદલ કોઇ પણ માણસ જે શિક્ષાને પાત્ર થાય છે તેમાંથી તે ઉપરના ઠરાવમાંના કોઇ પણ મજકુરથી મુક્ત થાય છે એમ સમજવું નહીં.

---

## લાગત સારૂ કીંમત ઠરાવવા બાબત

**બીજા ચલણમાં લખેલી રકમનું રૂપાંતર.**

૨૦ જ્યારે કોઇ પણ લેખ કલદાર ચલણ શિવાય બીજા ચલણમાં લખેલાં નાણાં બદલ કીંમત પ્રમાણે લાગતને પાત્ર થતો હશે ત્યારે તે લાગત એવા લેખની તારીખે એવાં નાણાંની જે કીંમત વટાવના બજાર ભાવ પ્રમાણે કલદાર નાણાંમાં થતી હશે તે ઉપર ગણવી જોઇએ.

૨. જ્યારે કોઈ પણ લેખ શિક્કાઇ કીંવા બાબાશાઈ નાણાંનો થયેલો હોય ત્યારે તેની સ્ટાંપ લાગત ગણવા સારૂ કલદાર નાણામાં રૂપાંતર કરવા માટે શિક્કાઇ અને બાબાશાઇના વટાવના સરકારી ઠરેલા દર પ્રમાણે કલદાર નાણામાં કીંમત ગણી લાગત આકારવી—

૩. જે લેખનું નાણું કયું તે સ્પષ્ટ સમજાતું ન હોય કીંવા, જે લેખની લાગત કીંમત ઉપર આધાર રાખતી ન હોય, તે લેખનું નાણું કલદાર સમજી લાગત આકારવી.

ભંડોળની અથવા બજારમાં વેચા શકાય એવી જામીનગીરીની કીંમત કેમ આકારવી.

૨૧. જ્યારે કોઈ લેખ, કોઇ ભંડોળ બાબત અથવા બજારમાં વેચી શકાય એવી અથવા બીજી કોઇ જાગીનગીરી બાબત કીંમત પ્રમાણે લાગતને પાત્ર હશે ત્યારે તે લાગત એવા લેખની તારીખે તે ભંડોળનો અથવા જામીનગીરીનો સરાસરી જે ભાવ અથવા કીંમત હશે તે ભાવ અથવા કીંમત પ્રમાણે તેની જે કીંમત થતી હશે તે ઉપર આકારવી.

વટાવનો દર અથવા સરાસરી ભાવ લખવાનું ફળ.

૨૨. કોઇ લેખમાં પ્રસંગ પ્રમાણે વટાવનો ચાલુ દર અથવા સરાસરી ભાવ લખ્યો હશે અને તે લખ્યા પ્રમાણે તે લેખ ઉપર સ્ટાંપ માર્યો હશે ત્યારે ઉલટ સાબીત કરવામાં આવે ત્યાં સુધી તે લેખ ઉપર યોગ્ય સ્ટાંપ માર્યો છે એમ અનુમાન કરવું.

જેમાં વ્યાજ મળવાનું લખ્યું હોય એવા લેખ.

૨૩. જ્યારે કોઈ લેખની શરત ઉપરથી વ્યાજ આપવાનું ખસુસ ઠરાવ્યું હોય ત્યારે તે લેખમાં વ્યાજ આપવાનું નહીં લખ્યું હોત તો તે લેખને જેટલી લાગત પડત તે કરતાં વધતી લાગતને તે પાત્ર થતો નથી એમ સમજવું.

**સ્વત્વાર્પણ કરી આપેલી મીલકતની લાગત કેવી રીતે ગણવી.**

૨૪ (૧) क જ્યારે કોઈ લહેણાની પુરી અગર અંશત: ફેડ માટે કાંઇ મીલકત કોઈ સખસને સ્વત્વાર્પણ કરી આપી હોય, અથવા—

ख જ્યારે કોઈ સખસ પોતાની કાંઇ માલકત બીજાને એવી શરતથી સ્વત્વાર્પણ કરી આપે કે, તેમાંથી તેણે ખચીત અગર અમુક દૈવયોગી વાત બને તો કાંઇ પૈસાનું ભરણું કરવું અગર કાંઇ સ્ટોકનું સ્વત્વાર્પણ કરી આપવું, પછી તેવું ભરણું અગર સ્ટોકનું સ્વત્વાર્પણ સદરહુ મીલકત ઉપર બોજા તરીકે હોય અગર ન હોય,

ત્યારે જે અવેજની કીંમત પ્રમાણે સદરહુ સ્વત્વાર્પણ લાગતને પાત્ર હોય તે અવેજ તરીકે સદરહુ લહેણું, ભરણું, અગર સ્ટોક પ્રસંગ પ્રમાણે પુરેપુરૂં અગર અંશત: ગણવામાં આવશે.

**ખુલાસો.**

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે બીજા પરીશિષ્ટની રકમ ૩૫ના અપવાદ (अ)માં કરેલા પ્રકારના કોઇ પણ વેચાણના દાખલાને આ કલમમાંનો કોઈ પણ મચકુર લાગુ છે એમ સમજવું નહીં. ગીરોને અથવા બીજા દેણાના બોજાને પાત્ર હોય એવી મીલકતના વેચાણની બાબતમાં કાંઇ પણ નહીં ભરેલા ગીરોના અથવા બોજાના પૈસા, તેમાં ઉપર વ્યાજ સાથે (જો કાંઈ હોય તો) વેચાણના અવેજનો ભાગ છે એમ સમજવું—

પણ એમ ઠરાવ્યું છે કે ગીરોને પાત્ર હોય એવી મીલકત ગીરો રાખનારને સ્વત્વાર્પણ કરી આપી હશે તે પ્રસંગે તે ગીરોના સબંધમાં કાંઇ પણ લાગત આપવામાં આવી હશે તે લાગતની રકમ તે સ્વત્વાર્પણને પડનારી લાગતની રકમમાંથી બાદ કરવાનો તે ગીરો રાખનારને હક છે.

## ઉદાહરણ.

૨. क ને ग ને રૂપીઆ પાંચસેંહ દેવા છે. क, गને અઢીસેંહ રૂપીઆ બદલ અને પહેલાનાં રૂપીઆ પાંચસેંહના કરજની ફારગતીના અવેજ બદલ કાંઇ મીલકત વેચે છે, ત્યારે સ્ટાંપ લાગત રૂપીઆ સાડા સાતસેંહ ઉપર પડશે.

૨. अ, बને એક મીલકત રૂપીઆ પાંચસેંહ માટે વેચે છે, તે મીલકત कને ત્યાં રૂપીઆ એક હજાર માટે ગીરો મુકેલી છે; અથવા बને ત્યાં ગીરો મુકેલી છે તથા તે ઉપર વ્યાજના રૂપીઆ બસેંહ થયા છે ત્યારે સ્ટાંપ લાગત રૂપીઆ સતરસેંહ ઉપર પડશે.

કલમ ૨૪ના દ્દષ્ટાંત ૨ નીચે વધારો.

(૩)- अ રૂપીઆ હજારની કીંમતનું એક ઘર बને રૂપીઆ પાંચસેંહ માટે ગીરો આપે છે. પછી ब તે ઘર अ પાસેથી રૂ. ૧૦૦૦ એક હજાર માટે વેચાતું લે છે ત્યારે સ્ટેમ્પ લાગત રૂપીઆ એક હજાર ઉપર પડશે. પણ તે ગીરો બદલ અગાઉ આપેલી સ્ટાંપ લાગતની રકમ તેમાંથી બાદ જશે.

વર્ષાસન વિગેરે પ્રસંગે કીંમત કેવી રીતે આકારવી.

૨૫. વર્ષાસન અથવા મુદતે મુદતે આપવાની બીજી રકમ મળવાના ઠરાવનો કોઇ લેખ કરી આપ્યો હશે અથવા સ્વત્વાર્પણનો અવેજ વર્ષાસન અથવા મુદતે મુદતે આપવાની બીજી રકમ હશે ત્યારે, પ્રસંગ પ્રમાણે સદરહુ પ્રકારના લેખ ઉપરથી જે રકમ આપવાનો ઠરાવ કર્યો હોય તે રકમ અથવા સદરહુ પ્રકારના સ્વત્વાર્પણનો અવેજ આ નિબંધના કારણ સારૂં નીચે પ્રમાણે છે એમ સમજવું એટલેઃ—-

क નિયમીત મુદત સુધી તે રકમ આપવાની હશે. અને તેથી આપવાની એકંદર રકમ પહેલેથી ઠરાવી શકાતી હોય, તો તે કુલ એકંદર રકમ સમજવી.

ख તે રકમ નિરંતર આપવાની હશે, અથવા સદરહુ લેખ અથવા સ્વત્વાર્પણ કરી આપ્યાનો તારીખે હયાતીમાં હોય એવા કોઇ માણસની હયાતી સાથે પુરી થનાર નહીં હોય એવી અનિયમિત મુદત સુધી આપવાની હોય, ત્યારે પહેલું ભરણું, લહેણું થયાની તારીખથી ગણતાં વીસ વર્ષની મુદતમાં તે લેખની અથવા સ્વત્વાર્પણની શરત પ્રમાણે જે કુલ એકંદર રકમ આપવાની થાય અથવા આપવાની થઇ શકે તે કુલ એકંદર સમજવી.

ग તે રકમ સદરહુ પ્રકારના લેખની અથવા સ્વત્વાર્પણની તારીખે હયાતીમાં હોય એવા કોઇ માણસની હયાતી પુરી થનાર હોય એવી અનિયમિત મુદત સુધી આપવાની હશે ત્યારે પહેલું ભરણું લહેણું થયાની તારીખથી ગણતાં બાર વર્ષની મુદતમાં જે વધતામાં વધતી એકંદર સદરહુ પ્રમાણે આપવાની થાય અથવા આપવાની થઈ શકે તે વધતામાં વધતી એકંદર રકમ સમજવી ; અને

घ તે લેખમાં લખેલી રકમ કેટલી મુદત સુધી આપવાની તે કોઇ પણ રીતે લેખમાં નક્કી કર્યું ન હોય, પરંતુ એક વર્ષ કરતાં અધીક અનિયમિત મુદતનો તેમાં સમાવેશ થતો હોય તો પહેલું ભરણું લહેણું થયાની તારીખથી છ વર્ષની મુદત સુધી સદરહુ લેખની શરત પ્રમાણે જે એકંદર રકમ આપવાની થાય તે એકંદર રકમ સમજવી.

૨૬. (૧) કીંમત પ્રમાણે લાગતને પાત્ર હોય એવા કોઈ પણ લેખના વિષયની રકમ અથવા કીંમત તે કરી આપ્યાની તારીખે અથવા તે પ્રથમ કરી આપ્યાની તારીખે ઠરાવી શકાતી નહીં હોય, અથવા આ નિબંધ અમલમાં આવ્યાની અગાઉ કરી આપેલા લેખને પ્રસંગે ઠરાવી શકાઇ નહીં હોય, ત્યારે તે લેખ ઉપરથી જે મોટામાં મોટી રકમ અથવા કીંમત તેજ જાતના લેખમાં લખી હોત તો ખરેખર રીતે વાપરેલો સ્ટાંપ, તે રકમ બાબત અથવા કીંમત બાબત સદરહુ પ્રમાણે કરી આપ્યાની તારીખે પુરતો થાત તેના કરતાં વધારે રકમ અથવા કીંમત માગી શકાશે નહીં.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, કોઈ લેખના સબંધમાં કલમ ૩૧ અથવા કલમ ૪૨ મુજબ કામ ચલાવ્યું હોય તે પ્રસંગે દીવાને જે રકમ બદલ દાખલો આપ્યો હોય તે રકમ તે લેખ કરી આપ્યાની તારીખે ખરેખર વાપરેલા સ્ટાંપની રકમ છે એમ સમજવું.

લાગત ઉપર અસર થવા જોગી હકીકતો લેખમાં લખવી.

૨૭. દરેક લેખમાં નીચે લખેલી બાબતો સંપૂર્ણ તથા ખરેખરી લખવી જોઇએ, એટલે :—

क લેખમાંના વ્યવહારમાં અવેજ હોય તો તેની રકમ અને

ख જે બાબતો ઉપરથી કીંવા હકીકત ઉપરથી તે લેખને લાગત લાગે કે નહીં કીંવા અમુક હીસાબે કીંવા અમુક અવેજ બદલ લાગે એમ ઉત્પન્ન થતું હોય તે બાબતો કીંવા કારણો.

## લાગત કોણે આપવી.

કેટલાક સ્વત્વાર્પણના પ્રસંગે લાગત બાબત હુકમ.

૨૮ (૧) જ્યારે કોઇ પણ આખી મીલકત બદલ એકજ અવેજ લઇને તે વેચવાનો કરાર કર્યો હશે, તથા તે મીલકત જુદા જુદા લેખથી જુદા જુદા ભાગ કરીને ખરીદનારને સ્વત્વાર્પણ કરી આપી હશે ત્યારે, પક્ષકારોને યોગ્ય લાગે તે રીતે તે અવેજના તેઓ ભાગ કરી શકશે પણ એવું ઠરાવ્યું છે કે—દરેક જુદા જુદા ભાગ સબંધી સ્વત્વાર્પણના લેખમાં તે તે ભાગનો જુદો જુદો અવેજ લખવો જોઇએ. અને દરેક સ્વત્વાર્પણ ઉપર સદરહુ પ્રકારના જુદા જુદા અવેજ બાબત કીંમત પ્રમાણે લાગત પડશે.—

(૨) જ્યારે આખી મીલકત બદલ એકજ અવેજ આપીને તે વેચાતી લેવાનો બે અથવા વત્તા માણસોએ એકત્ર કરાર કર્યો હશે, અથવા કોઇ માણસે ખુદ પોતાને વાસ્તે તથા બીજા માણસોને વાસ્તે કરાર કર્યો હશે, અથવા તદન બીજાઓને માટે કરાર કર્યો હશે અને તે મીલકત જે માણસોએ અથવા માણસો સારૂં અવેજના જુદા જુદા ભાગથી વેચાતી લીધી હોય તે માણસોને તે મીલકત જુદા જુદા લેખથી કડકે કડકે સ્વત્વાપણ કરી આપી હશે ત્યારે, દરેક જુદા કડકાના સ્વત્વાર્પણ ઉપર તેમાં દર્શાવેલા અવેજના ભાગ બાબત કીંમત પ્રમાણે લાગત પડશે.

(૩) જ્યારે કોઈ મીલકત ખરીદ કરવાનો કોઇ માણસે કરાર કર્યો હશે પણ તેના સ્વત્વાર્પણનો લેખ તેને મળતાં પહેલાં તે માણસ તે મીલકત બીજા કોઇ માણસને વેચવાનો કરાર કરશે અને

તેથી તે મીલકતનાં મુળ વેચનાર બારોબાર પેટા ખરીદનારને સ્વત્વાર્પણ કરી આપશે ત્યારે, તે વેચાણ ઉપર મુળ ખરીદ કરનારાએ પેટા ખરીદનારને જે અવેજ બદલે વેચી હશે તે અવેજ બાબત કીંમત પ્રમાણે લાગત પડશે.

(૪) જ્યારે કોઈ મીલકત ખરીદ કરવાનો કોઇ માણસે કરાર કર્યો હશે, પણ જેને તેનું વેચાણ ખત મળ્યું નહીં હોય ને તે સઘળી મીલકત અથવા તેનો કોઈ પણ ભાગ બીજા માણસને અથવા માણસોને વેચવાનો તે કરાર કરશે અને તેથી તે મીલકતના અસલનો વેચનાર ભાગ કરીને જુદા જુદા માણસોને સ્વત્વાર્પણ કરી અપાશે ત્યારે એકેકો પેટા ખરીદદારને વેચેલા દરેક ભાગના સ્વત્વાર્પણનો લેખ હેઠળ લખ્યા પ્રમાણે લાગતને પાત્ર થશે એટલે, અસલ ખરીદીના અવેજની રકમ ઉપર અથવા કીંમત ઉપર લક્ષ ન આપતાં સદરહુ પ્રકારના પેટા ખરીદદારે ફક્ત આપેલા અવેજ ઉપરજ કીંમત પ્રમાણે લાગત પડશે અને તે મીલકતનો કાંઇ ભાગ બાકી રહ્યો હોય, તો તે ભાગના સ્વત્વાર્પણનો લેખ અસલ ખરીદદારને કરી આપવાનો હોય તે ઉપર પેટા ખરીદદારે આપેલા અવેજનું જે કુલ એકંદર હશે તેના કરતાં અસલ ખરીદીનો અવેજ જેટલો વત્તો હશે તેટલા વત્તા અવેજ બાબત કીંમત પ્રમાણે લાગત પડશે, પણ તે કોઇપણ પ્રસંગે એક રૂપીઆથી કમી પડશે નહીં.—

(૫) કોઇ પેટા ખરીદદાર પોતાને સાક્ષાત રીતે વેચનાર માણસના હક સબંધનો સ્વત્વાર્પણનો

લેખ કરાવી લેશે, અને તે લેખ તેણે જે અવેજ આપ્યો હશે તે બાબત કીંમત પ્રમાણે લાગતને પાત્ર હશે તથા તે પ્રમાણે તેની ઉપર યોગ્ય રીતે સ્ટેમ્પ માર્યો હશે ત્યારે, મુળનો વેચનાર તેજ મીલકતનો ત્યાર પછી તેને કોઇ સ્વત્વાર્પણનો લેખ કરી આપે તો તે ઉપર સદરહુ મુળના વેચનારને જે અવેજ મળ્યો હશે તે અવેજના સ્વત્વાર્પણના લેખને જે લાગત પડત તેટલીજ લાગત પડશે અથવા સદરહુ પ્રકારની લાગત પાંચ રૂપીઆ કરતાં વધારે હોય ત્યારે પાંચ રૂપીઆજ લાગત પડશે.—

**લાગત કોણે આપવી.**

૨૯. બીજી રીતની કબુલત નહીં હોય તો યોગ્ય સ્ટાંપની લાગતનો ખર્ચ:-

क નંબર ૩૧ અનામતનું ખત.

ख નંબર ૩ ખત.

ग નંબર ૨૬–૨૭ ગીરવી ખત.

घ નંબર ૨૮ ગીરવી ઉપર જાસ્તી કરજ કાઢયાનું ખત.

ङ નંબર ૪ જામીન ખત.

च ૧. નંબર ૯ સંસ્થાપિત મંડળીમાંના ભાગ નામફેર કરી આપવા બાબત.

૨. બજારમાં વેચવાજોગ જામીનગીરીવાળી બીજી લહેણાની વ્યાજુ ચીઠ્ઠીના નામફેર, પછી તે લહેણાની વ્યાજુ ચીઠ્ઠી ઉપર લાગત પડવાજોગ હોય અથવા ન હોય અને

૩. જે ખત ગીરોખત અથવા વિમાપત્ર ઉપરથી પ્રાપ્ત થતો ન હોય એવા હિત સબંધના નામફેરના લેખ.—

छ નંબર ૧૩ ફારગતી.

ज નંબર ૧૫ લહેણાની બ્યાજુ ચીઠ્ઠી.

झ નંબર ૧૯ વર્તનહાનીનું ખત.

ञ નંબર ૧૭ વહિવટનું ખત.

ट નંબર ૨ વાયદા ચીઠ્ઠી, અને

ठ નંબર ૨૦ વ્યવસ્થાપત્ર.

એમાં કહેલા પ્રકારના કોઇ પણ લેખની બાબતમાં તે લેખ લખી આપનાર, કરનાર, અથવા કરી આપનાર માણસે, અને

ड વિમાપત્રના પ્રસંગે જેણે વિમો ઉતગવ્યો હોય તેણે,

ढ (ગીરો મીલકત પાછી સ્વત્વાર્પણ કરી આપવાના ખત સુદ્ધાંત) સ્વત્વાર્પણને પ્રસંગે દસ્તાવેજ કરી લેનારે,

ण પટો કીંવા પટો કરી આપવાના કરારનાં પ્રસંગે, પટો લેનારે કીંવા આગળ ઉપર લેનાર હોય તેણે અને કબુલાતને પ્રસંગે અથવા કબુલાત કરી આપવાના કરારના પ્રસંગે કબુલાત લેનારાએ અથવા જેણે લેવાનું ધાર્યું હોય તેણે—

त વેચાણના દાખલાના પ્રસંગે તે દાખલા જે મીલકત સબંધી હશે તે મીલકતના ખરીદદારે, અને

थ વહેંચણના લેખને પ્રસંગે તે લેખના પક્ષકારોએ વહેંચેલી સઘળી મીલકતમાં પોતપોતાનો હીસ્સો હોય તે

પ્રમાણુમાં અથવા મુલકી અમલદારે અથવા દીવાની ન્યાયાધીશીએ અથવા પંચે કરેલો હુકમ બજાવીને તે વહેંચણુ કરી હોય ત્યારે તે અમલદાર ન્યાયાધીશી અથવા પંચ ફરમાવે તે પ્રમાણુમાં—

द અદલા બદલીના લેખના પ્રસંગે તે લેખના પક્ષકારોએ ખમવો જોઇએ.

**કેટલેક પ્રસંગે પાવતી આપવાની આવશ્યક્તા**

क ૨૦ વીસ રૂપીઆ કરતાં વધારે નાણુંની રકમ અથવા—

ख વીસ રૂપીઆ કરતાં વધારે રકમનો કોઇ પણુ ચેક અથવા વાયદા ચીઠ્ઠી અથવા

ग કરજની ભરપાઇમાં અથવા અંશત: ભરપાઇમાં વીસ રૂપીઆ કરતાં વધારે કીંમતની જંગમ મીલકત લેનારા કોઇ પણુ સખસે તેની પાસેથી સદરહુ પ્રકારનાં નાણું અથવા ચેક અથવા વાયદા ચીઠ્ઠી અથવા મીલકત આપનાર સખસ પાવતી માગે ત્યારે યોગ્ય સ્ટાંપ વાળી પાવતી તે બદલ આપવી જોઇએ.

---

## બાબ ૩ જો.

## સ્ટાંપ બાબત ઠરાવ.

**યોગ્ય સ્ટાંપ બાબત ઠરાવ.**

૩૧. (૧) જ્યારે કોઇ પણુ લેખ, પછી તે કરી આપ્યો હોય કિંવા કરી આપવાનો હોય, ત્યારે તેની ઉપર અગાઉથી સ્ટાંપ માર્યો હોય કે નહીં હોય તે દીવાન પાસે આણુવામાં આવે, અને તે લાવનાર સખસને લેખ લાગતને પાત્ર હોય તો કેટલી લાગતને

પાત્ર છે તે બાબત તે અમલદારનો અભીપ્રાય અરજી કરી માગે, અને પાંચ રૂપીઆ કરતાં વધારે નહીં હોય તથા આઠ આના કરતા ઓછી નહીં હોય એવી જે રકમ દીવાન દરેક બાબતમાં ફરમાવે તે રકમ ફી દાખલ આપે, ત્યારે તે લેખ પોતાના મત પ્રમાણે લાગતને પાત્ર હોય તો કેટલી લાગતને પાત્ર છે તે દીવાને ઠરાવવું જોઇએ.

૨. આ કારણ સારૂ દીવાને, તે લેખનો સારાંશ તથા જેને લીધે તે લેખના લાગતની પાત્રતા ઉપર અથવા તે જેટલી લાગતને પાત્ર હોય તેની રકત્ર ઉપર કાંઈ અસર થવા જોગ હોય, તે સઘળી હકીકતો, તથા પ્રસંગો તે લેખમાં પુરેપુરાં તથા ખરેખરાં લખ્યાં છે એવું સાબીત કરવા સારૂં પોતાને જરૂર લાગે એવું સોગન નામું અથવા બીજો કોઇ પણ પુરાવો માગવાનો અધીકાર છે. અને તે પ્રમાણે એવો સારાંશ તથા સાદર કરવામાં આવે નહીં ત્યાં સુધી એવી કોઇ પણ અરજી ઉપર કામ ચલાવવાનો ના કહેવાનો તેમને અધીકાર છે.

૩. પણ એવું ઠરાવ્યું છે કે,

क એવો પુરાવો જે લેખ સબંધી હોય, તે લેખ લાગતને પાત્ર છે કે કેમ? તે બાબત જે ચોકસ કરવામાં આવે તે સિવાય બીજું જે કોઇ પણ દીવાની કામ કોઈ પણ માણસ ઉપર ચાલે તેમાં આ કલમ પ્રમાણે સાદર કરેલા પુરાવાનો ઉપયોગ કરવો નહીં; અને

ख જે માણસે એવો કોઇ પણ પુરાવો સાદર કર્યો હશે તે દરેક માણસ તે પુરાવો જે લેખ સબંધી હશે તે લેખ ઉપર જે લાગતને પાત્ર હોય, તે પુરેપુરી આપે એટલે, સદરહુ પ્રકારની હકીકતો અથવા પ્રસંગો પૈકી કોઇ

પણુ હકીકત અથવા પ્રસંગ તે લેખમાં ખરેખરા ન લખ્યા બદલ તે આ નિબંધ પ્રમાણે જે ગુન્હેગારીને પાત્ર થતો હશે તેમાંથી તે મુક્ત થશે.

**દીવાનનો દાખલો.** ૩૨. (૧) જ્યારે કલમ ૩૧ મી પ્રમાણે દીવાન પાસે આણેલો કોઈ પણ લેખ લાગતને પાત્ર હોય એવા પ્રકારનો છે એવું તેનું મત હોય, અને

क તે લેખ ઉપર પુરેપુરો સ્ટાંપ અગાઉ માર્યો છે એવું દીવાન ઠરાવે, અથવા

ख કલમ ૩૧ પ્રમાણે દીવાને ઠરાવેલી લાગત જે રકમ તે લેખ બદલ આપી ચુકેલી લાગતમાં ઉમેરતાં સદરહુ પ્રમાણે ઠરાવેલી લાગત જેટલી થાય તે રકમ આપવામાં આવે.

ત્યારે દીવાને એવા લેખ ઉપર શેરાથી દાખલો આપવો કે, તે લેખ જેટલી પુરેપુરી લાગત (રકમ લખીને) ને પાત્ર છે તે આપવામાં આવી છે.

૨. જ્યારે એવો લેખ પોતાના મત પ્રમાણે લાગતને પાત્ર ન હોય ત્યારે દીવાને તે લેખ લાગતને પાત્ર નથી એવો તેના ઉપર સદરહુ કહેલી રીતે દાખલો લખવો જોઇએ.

૩. જે કોઈ પણ લેખ ઉપર આ કલમ મુજબ શેરો લખ્યો હશે તે લેખ, પ્રસંગ પ્રમાણે યોગ્ય સ્ટાંપવાળો છે અથવા લાગતને પાત્ર નથી એમ સમજવું, અને તે લાગતને પાત્ર હશે તો જાણે તે અસલથીજ યોગ્ય રીતે સ્ટાંપ મારેલો હોય તો તે પ્રમાણે તે પુરાવામાં અથવા બીજા કારણુ સારૂ લઈ શકાશે, અને તે ઉપરથી કામ ચલાવી શકાશે તથા તે નોંધી શકાશે.

૪. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે આ કલમમાંના કોઈ પણ મજકુર ઉપરથી દીવાનને—

क જે કોઈ પણ લેખ આ રાજ્યમાં કર્યો હશે અથવા પ્રથમ કર્યો હશે, તથા જે, પ્રસંગ પ્રમાણે કરી આપ્યાની અથવા પ્રથમ કરી આપ્યાની તારીખથી બે મહીના પુરા થયા પછી પોતાની પાસે આણ્યો હશે તે લેખ ઉપર; અથવા,—

ख જે કોઈ પણ લેખ આ રાજ્યની બહાર કરી આપ્યો હશે અથવા પ્રથમ કરી આપ્યો હશે તથા જે આ રાજ્યની અંદર પહેલવહેલો આવ્યાની તારીખથી ચાર મહીના પુરા થયા પછી પોતાની પાસે આણ્યો હશે તે લેખ ઉપર, અથવા

ग એક આનાની લાગતને પાત્ર હોય એવો જે કોઇ પણ લેખ અથવા જે કોઇ પણ વાયદા ચીઠ્ઠી, યોગ્ય સ્ટાંપ મારેલી ન હોય એવા કાગળ ઉપર લખી આપ્યા પછી અથવા કરી આપ્યા પછી પોતાની પાસે આણી હશે તે ઉપર શેરો લખવાનો અધીકાર પ્રાપ્ત થાય છે એમ સમજવું નહીં.'

---

## બાબ ૪ થો.

## યોગ્ય સ્ટાંપવાળા ન હોય એવા લેખ.

**લેખ તપાસવા તથા અટકાવી રખવા બાબત.**

૩૩. (૧) કાયદા ઉપરથી અથવા પક્ષકારોની સંમતીથી પુરાવો લેવાનો અધીકાર હશે એવા જે માણસની પાસે અને પોલીસના અમલદાર સિવાય સરકારી હોદ્દો ધારણ કરનાર જે માણસની પાસે તેના મત પ્રમાણે લાગતને પાત્ર હોય એવો કોઈ પણ લેખ તે પોતાનું કામ કરતો

હશે તે દરમ્યાન આવશે તે દરેક માણસે એવો લેખ યોગ્ય સ્ટાંપવાળો નથી એવું પોતાની નજરમાં આવે તો તે અટકાવી રાખવો જોઇએ.—

૨. સદરહુ કારણ સારૂ એવા દરેક માણસે એવી રીતે લાગતને પાત્ર હોય તથા પોતાની પાસે આવેલો હોય તે દરેક લેખ તે કરી આપતી વખતે અથવા પ્રથમ કરી આપતી વખતે આ રાજ્યમાં જે કાયદો અમલમાં હશે તે કાયદા મુજબ જે કીંમતનો તથા જે પ્રકારનો સ્ટાંપ જોઇતો હશે તે કીંમતનો તથા તે પ્રકારનો સ્ટાંપ તે ઉપર લગાડયો છે કે નહીં તે નક્કી કરવા સારૂ તપાસવા જોઇએ—

૩. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના પ્રકરણ ૧૨ અથવા ક્રિ. પ્રો. કોડ ૩૬ના પ્રકરણ મુજબના કામ સિવાય બીજા કોઈ પણ કામની દરમ્યાન પોતાની પાસે આવેલો કોઈ પણ લેખ તપાસવાનું અથવા અટકાવી રાખવાનું કોઈ માજીસ્ટ્રેટને અથવા ફોજદારી કોર્ટના જડજને યોગ્ય ન લાગે તો તેને તેમ કરવું અવશ્ય છે એવું આ કલમના કોઈ પણ મજકુર ઉપરથી સમજવું નહીં.

૪. આ કલમના કારણ સારૂં કયા હોદ્દા સરકારી સમજવા અને કયા સખસો સરકારી હોદ્દા પર છે એ વિષે સંશયને પ્રસંગે હજુરમાંથી યોગ્ય ઠરાવ થશે

**વગર સ્ટાંપની પાવતી બદલ વિશેષ ઠરાવ.**

૩૪. એક આનાની લાગતને પાત્ર હોય એવી જે કોઇ પણ પાવતી સરકારી દફતરની તપાસણીની દરમીયાન કોઇ પણ અમલદાર આગળ સ્ટાંપ લગાડ્યા વગર રજુ કરવામાં આવે, અથવા હાજર કરવામાં આવે ત્યારે એવો અમલદાર પોતાની

નજરમાં આવે તો તે લેખ અટકાવી નહીં રાખતાં તેને બદલે યોગ્ય સ્ટાંપવાળી પાવતી દાખલ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

યોગ્ય સ્ટાંપવાળો ન હોય એવા લેખ પુરાવામાં લેવાનો અધીકાર નથી.

૩૫. (૧) જેને પુરાવો લેવાનો અધીકાર કાયદા ઉપરથી અથવા પક્ષકારોની સંમતીથી હોય, એવા કોઈ પણ સખસે, લાગતને પાત્ર હોય એવો કોઇ પણ લેખ, જે ઉપર યોગ્ય સ્ટાંપ લગાડયો ન હોય તો કોઇ પણ કારણસર પુરાવામાં લેવો નહીં અથવા સદરહુ પ્રકારના કોઈ પણ સખસે અથવા કોઇ પણ સરકારી અમલદારે તે ઉપરથી કામ ચલાવવું નહીં, અથવા તે નોંધવો નહીં અથવા તે ખરો હોવાનું દર્શાવવા સહી કરવી નહીં.

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે—

क એવો કોઈ પણ લેખ જો તે પાવતી નહીં હોય તો

૧. દરબાર શ્રી હુજુર મંજુરીથી જે લાગતને તે પાત્ર હોય તે લાગત અથવા

૨. કમી સ્ટાંપવાળા લેખની બાબતમાં તે લાગતની રકમ પુરી થવાને જેટલી રકમ જોઇતી હશે, તેટલી રકમ— તથા તે લાગતનો કીંવા તે રકમમાં કમી હોય તે રકમનો દસગણા જેટલો દંડ આપવામાં આવે એટલે પુરાવામાં લેવાનો અધીકાર છે, માત્ર કોઈ પણ પ્રસંગે આ દંડની રકમ પાંચ રૂપીઆથી કમી હોવાની નથી.

ख જે સખસ પાસેથી સ્ટાંપવાળી પાવતી માગી શકાય તેવા સખસે વગર સ્ટાંપની પાવતી આપી હોય, અને એવી પાવતી સ્ટાંપવાળી હોય તો તે તેની વિરૂદ્ધ પુરાવામાં લઈ શકાત એમ હોય તે પ્રસંગે એવી પાવતી રજુ કરનાર એક રૂપીઆનો ફક્ત દંડ ભરે તો તે

પાવતી, પાવતી આપનાર સખસની વિરૂદ્ધ પુરાવામાં લઇ શકાશે.—

ગ જ્યારે કોઇ પણ પ્રકારનો કરાર અથવા કબુલાત બે અથવા વધારે કાગળોનો પત્રવહેવાર ચલાવીને કરી હોય અને સદરહુ કાગળોમાંના કોઇ પણ એક કાગળ ઉપર યોગ્ય સ્ટાંપ હોય ત્યારે તે કરાર અથવા કબુલાત યોગ્ય સ્ટાંપવાળી છે એમ સમજવું જોઇએ તથા

ઘ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના પ્રકરણ ૧૨ અથવા નિર્વાહ પ્રકરણ ૩૬ મુજબ ચલાવેલા કામ સિવાય ફોજદારી ન્યાયાધીશીમાં ચલાવેલા બીજા કોઇ પણ કામમાં કોઇ પણ લેખ પુરાવામાં લેવાને આ કલમમાંના કોઇ પણ મજકુર ઉપરથી બાધ આવતો નથી.

**કયે પ્રસંગે લેખ લીધા બદલ તકરાર ચાલશે નહીં.**

૩૬. જ્યારે કોઇ પણ લેખ (કોઇ પણ દાવામાં અથવા કામમાં) પુરાવામાં લેવામાં આવ્યો હોય ત્યારે તે લીધા બાબત તેજ દાવાના અથવા કામના કોઇ પણ પ્રસંગે કલમ ૫૯માં ઠરાવ કર્યો છે તે સિવાય તે લેખ યોગ્ય સ્ટાંપવાળો નથી એવા સબબ ઉપરથી કોઇ પણ તકરાર ચાલશે નહીં.—

**અયોગ્ય રીતે સ્ટાંપ મારેલા લેખ દાખલ કરવા બાબત.**

૩૭ દીવાન એવું ઠરાવવાને મુખત્યાર છે કે, જે લેખ ઉપર પુરતી રકમનો પણ અયોગ્ય પ્રકારનો સ્ટાંપ લગાડેલો હોય, તે પ્રસંગે એવો લેખ જે લાગતને પાત્ર હોય તે લાગત આપવામાં આવે એટલે, તે યોગ્ય સ્ટાંપવાળો છે એવો દાખલો આપી શકાશે, અને જે કોઇ પણ લેખ બદલ એવી રીતે દાખલો આપ્યો હશે તે લેખે જે તારીખે કર્યો હશે તે તારીખથીજ તે યોગ્ય સ્ટાંપવાળો છે એમ સમજવું—

૩૮. (૧) કલમ ૩૩ મુજબ લેખ અટકાવી રાખનાર કોઇ પણ સખસને કાયદા ઉપરથી અથવા પક્ષકારોની સંમતીથી પુરાવો લેવાનો અધીકાર હશે અને તે ૩૫મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે દંડ અથવા ૩૭મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે લાગત આપ્યા પછી સદરહુ પ્રકારનો લેખ પુરાવામાં લેશે ત્યારે તેણે તે લેખની ખરી નકલ તથા તે લેખને માટે લીધેલી લાગત તથા દંડની રકમ તેમાં લખી હોય એવો એક દાખલો દીવાન તરફ મોકલવો અને તે રકમ લુણાવાડા સ્ટેટની સરકારી તીજોરીમાં ભરવી.

અટકાવેલા લેખની કેવી રીતે વ્યવસ્થા કરવી.

(૨) લેખ અટકાવી રાખનાર સખસને પુરાવો લેવાનો અધીકાર ન હોય અથવા અધીકાર છતાં તે લેખ પુરામાં લેવામાં ન આવે તેવે સર્વ પ્રસંગે તે અસલ લેખ દીવાન તરફ મોકલવો જોઇએ.

૩૯. આડત્રીસમી કલમની પેટા કલમ (૧) મુજબ કોઇ પણ લેખની નકલ દીવાન તરફ આવે એટલે ને લેખ તેરમી કીંવા ચૌદમી કલમ તોડીને લખ્યો છે એટલાજ સબબથી તે અટકાવી રાખ્યો હોય તો સદરહુ પ્રમાણે લીધેલો સઘળો દંડ પાછો આપવાનો દીવાનને અધીકાર છે.

આપેલો દંડ પાછો આપવાનો દીવાનનો અધીકાર.

૪૦ (૧) જે માત્ર એક આનાની લાગતને પાત્ર ન હોય એવો અથવા વાયદા ચીઠ્ઠી ન હોય એવો કોઇ પણ લેખ દીવાન ૩૩મી કલમ મુજબ અટકાવી રાખે અથવા આડત્રીસમી કલમની પેટા કલમ (૨) મુજબ તેની તરફ આવ્યો હોય એવા કોઈ લેખની બાબતમાં તેણે નીચે પ્રમાણે કામ ચલાવવું.

અટકાવી રાખેલા લેખ ઉપર સ્ટાંપ મારવાનો દીવાનને અધીકાર.

ક જો તેનો એવો મત હોય કે એવો લેખ યોગ્ય સ્ટાંપવાળો છે અથવા લાગતને પાત્ર નથી તો તે લેખ

પ્રસંગ પ્રમાણે યોગ્ય સ્ટાંપવાળો છે અથવા લાગતને પાત્ર નથી એવો તેણે તે ઉપર દાખલો લખવો.

ख जो तेनो एवो मत होय के एवो लेख लागतने पात्र छे अने तेनी उपर योग्य स्टांप लगाडयो नथी तो तेणे जे लागतने पात्र होय ते लागत कींवा त लागत पुरती थवा माटे खुटती रकम अने ते लागत कींवा कमी होय ते रकमनी (जेम होय तेम) दस पट जेटली रकम आपवानुं फरमाववुं. मात्र कोइ पण प्रसंगे आ दस पटनी रकम पांच रूपीआथी कमी होवी न जोइए. परंतु एम ठरावववामां आवे छे के एवो लेख तेरमी अथवा चौदमी कलम तोडीने लखेलो छे एटलाज सबबने लीधे ते अटकावी राख्यो होय त्यारे दीवानने आ कलममां कहेलो सघळो दंड माफ करवानो अधीकार छे.

(२) पेटा कलम (१)नी रकम (क) मुजब आपेला प्रत्येक दाखलामां लखेली वात विषे ते दाखलो आ निबंधना कारण सारू नीर्णयकारक पुरावो छे एम समजवुं.

३. ज्यारे ३८मी कलमनी पेटा कलम (२) मुजब कोइ लेख दीवान पासे मोकल्यो होय त्यारे दीवाने ते आ कलममां ठराव्या प्रमाणे तेना सबंधमां तेणे जे करवानुं होय ते कर्या पछी अटकावी राखनार अमलदार तरफ पाछो मोकलवो जोइए.

કેટલીક પ્રસંગે વધારાનો દંડ પાછો આપવાનો દીવાનનો અધીકાર.

૪૧ (૧) કલમ ૩૫માં કહ્યા પ્રમાણે પુરાવો લેનાર સખસે દસગણો દંડ લીધો હોય અથવા કલમ ૪૦ પ્રમાણે દીવાન દસગણો દંડ લેનાના હોય એવા પ્રસંગે જો દીવાનને લાગે કે લીધેલો કીંવા લેવાનો દંડ દસગણા કરતાં કમી હોવો જોઇએ તો દીવાને કેટલો દંડ હોવો

જોઇએ તથા કયા કારણસર કમી હોવો જોઇએ તે અરજ ઉપરથી દીવાને પાંચ રૂપીઆ દંડ કાયમ રાખીને બાકી વધારાની જોઇએ તેટલી રકમ માફ કરવાનો તથા તેટલી લીધેલી રકમ પાછી આપવાનો હુકમ કરવાનો અધીકાર છે.

(૨) તેજ પ્રમાણે દસગણો દંડ ભરનારે દંડ ભર્યાની તારીખથી છ માસની અંદર દીવાન તરફ દંડ પાછો મળવા વિષે અરજ કરી હોય તો ઉપર પ્રમાણે દંડ કમી કરવાનો તથા કમી કરેલો દંડ પાછો આપવાનો હુકમ કરવાનો દીવાનને અધીકાર છે.

(૩) જ્યારે કાયદા પ્રમાણે લઇ શકાય તે કરતાં વધારે સ્ટાંપ લાગત ૩૬મી અથવા ૪૧મી કલમ મુજબ લેવામાં આવીને તે ભરવામાં આવી છે એમ નિબંધ રાખનાર મુખ્ય મુલકી અધીકારીનો મત હોય ત્યારે સદરહુ લાગત લેવા બાબતના હુકમથી એક વર્ષની અંદર લેખી અરજી કરવામાં આવે તો વધારે લીધી હોય તેટલી લાગત પાછી આપવાનો તેમને અધીકાર છે.

અકસ્માતથી યોગ્ય સ્ટાંપ ન માર્યો હોય એવા લેખ.

૪૨ (૧) લાગતને પાત્ર હોય એવા જે લેખ ઉપર યોગ્ય સ્ટાંપ માર્યો ન હોય તે લેખ કોઇ પણ માણુસને કરી આપ્યાની તારીખથી એક વરસની અંદર દીવાન તરફ હાજર કરે અને તે લેખ ઉપર યોગ્ય સ્ટાંપ માર્યો નથી એ વાત દીવાનને જાહેર કરી યોગ્ય લાગતની રકમ કીંવા તે પુરી થવાને જેટલી રકમ જરૂર હોય તેટલી રકમ તે માણુસ આપવા માંડે અને દીવાનને નજરમાં આવે કે સદરહુ લેખને અકસ્માતથી ચુકથી કીંવા ઘણુા જરૂરીના કારણથી યોગ્ય સ્ટાંપ મારવો રહી ગયો છે તો ૩૩મી તથા ૪૦મી કલમ પ્રમાણે કામ ન ચલાવતાં આ નીબંધ પ્રમાણે ફક્ત યોગ્ય લાગત લેવાનો અને તે લેખ ઉપર આગળની ૪૩મી કલમ પ્રમાણે શેરો કરવાનો દીવાનને અધી-કાર છે.

(૨) આ કલમમાંના કોઈ પણ એક આનાની લાગતને પાત્ર હોય તેવા લેખને કીંવા વાયદાચીઠ્ઠીને લાગુ છે એમ સમજવું નહીં.

૩૫મી, ૪૦મી અથવા ૪૨મી કલમ મુજબ જે લેખો ઉપર લાગત આપી હોય તે ઉપર શેરો.

૪૩. (૧) કોઈ પણ લેખ માટે લેવાની લાગત અને જો હોય તો દંડ ૩૫મી, ૪૦મી અથવા ૪૨મી કલમ મુજબ આપ્યો હોય ત્યારે પ્રસંગ પ્રમાણે એવો લેખ પુરાવામાં લેનાર સખસે અથવા દીવાને તે લેખ માટે યોગ્ય લાગત અથવા પ્રસંગ પ્રમાણે યોગ્ય લાગત અને દંડ એવી દરેકની રકમ લખી તે લેવામાં આવ્યો છે એવા મજકુરનો દાખલો તે લાગત તથા દંડ આપનાર સખસનું નામ અને રહેવાનાં ઠેકાણાં સહનો લખવો.

(૨) સદરહુ પ્રમાણે જે ઉપર દાખલો લખ્યો હોય તે દરેક લેખ જાણે તે ઉપર યોગ્ય સ્ટાંપ માર્યો હોય તે પ્રમાણે ત્યાર પછી પુરાવામાં લેવાનો અને તે નોંધવાનો અને તે પ્રમાણે કામ ચલાવવાનો અને તે ખરો હોવાનું દર્શાવવા તે ઉપર સહી કરવાનો અધીકાર છે અને જે માણસના કબજામાંથી તે લેખ અટકાવનાર અમલદારના હાથમાં આવ્યો હશે તે માણસની તે બાબત અરજ આવેથી તેને અથવા તે માણસ કહે તેને સ્વાધીન કરવો જોઈએ.

૩. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે

ક ૩૫મી કલમ મુજબ લાગત અને દંડ આપ્યા પછી જે કોઈ પણ લેખ પુરાવામાં લીધો હશે તે સદરહુ પ્રમાણે અટકાવી રાખ્યાની તારીખથી એક મહીનો પુરો થાય તે અગાઉ અથવા તે વધારે વાર અટકાવી રાખવો અવશ્ય છે એવું દીવાને લખ્યું હશે તથા જેણે તે

લખાણુ રદ કર્યું નહીં હશે તો સદરહુ પ્રમાણે સ્વાધીન કરવો નહીં.

ख દીવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓરડર ૧૩ રૂલ ૯ના બીજા પ્રોવાઇઝ પ્રમાણે લેખ પાછો આપવાનો ન હોય તો તેને આ ઠરાવ લાગુ નથી.

૪૪. (૧) કોઇ પણ લેખના સબંધમાં આ બાબ મુજબ કામ ચલાવ્યું હોય અથવા દંડ આપ્યો હોય તે ઉપરથી તે લેખના સબંધમાં જે કોઈ સખસે આ નિબંધ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે એમ લાગે તે સખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવવાને હરકત થાય છે એમ સમજવું નહીં.

સ્ટાંપના કાયદા વિરૂદ્ધ કરેલા ગુન્હા બદલ કામ ચલાવવાને બાધ નથી.

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે જે કોઇ લેખ બાબત સદરહુ પ્રકારનો દંડ આપવામાં આવ્યો હોય તે લેખ માટે યોગ્ય લાગત આપવાનું ચુકવવાના ઇરાદાથી તે ગુન્હો કર્યો છે એમ દીવાનને લાગે તે સિવાય તે પ્રસંગે તે લેખના સબંધમાં સદરહુ પ્રમાણે કામ ચલાવવું નહીં.

૪૫ (૧) જ્યારે કોઈ પણ સખસે ૩૫મી, ૩૭મી ૪૦મી અથવા ૪૨મી કલમ મુજબ કોઇ પણ લેખ બાબત લાગત અથવા દંડ આપ્યો હોય અને બીજો કોઈ સખસ કરારથી અથવા આ નિબંધની ૩૯મી કલમમાંના ઠરાવ મુજબ અથવા સદરહુ લેખ કરી આપ્યો તે વખતે અમલમાં હોય એવા કોઈ પણ બીજા કાયદાના ઠરાવ મુજબ તે લેખ સારૂ યોગ્ય સ્ટાંપ પુરો પાડવાનો ખરચ સોસવાને બંધાયો હોય ત્યારે જે સખસે લાગત અથવા દંડ આપ્યો હશે તે સખસને સદરહુ પ્રકારના બીજા સખસ પાસેથી સદરહુ પ્રમાણે આપેલી

લાગત અથવા દંડ આપનાર સખસને તે કેટલેક પ્રસંગે વસુલ કરવાનો અધીકાર.

લાગતની અથવા દંડની રકમ વસુલ કરવાનો હક છે અને તે વસુલ કરવાના કારણ સારૂ આ નિબંધ મુજબ તે લેખ બાબત આપેલો કોઈ પણ દાખલો તેમાં લખેલી વાતનો નિર્ણયકારક પુરાવો છે એમ સમજવું.

૨. સદરહુ રકમ કોર્ટને યોગ્ય લાગે તો જે કોઇ પણ ફરીયાદમાં અથવા કામમાં એવા સખસો પક્ષકારો હોય અને જેમાં તે લેખ પુરાવામાં આવ્યો હોય તેના ખરચ સબંધી કોઇ પણ હુકમમાં દાખલ કરવાનો અધીકાર છે. જો આ રકમ કોર્ટ સદરહુ હુકમમાં દાખલ ન કરે તો તે વસુલ કરવા સારૂ આગળ બીજું કામ ચલાવી શકાશે નહીં.

૩. પરંતુ એમ ઠરાવવામાં આવે છે લેખમાંના પક્ષકાર સ્ટાંપની લાગત ડુબાવવાના હેતુથી એવો કરાર કરે કે આ લેખને આગળ ઉપર સ્ટાંપ મારવો પડશે તો અમુક પક્ષકારે તે આપવો તો આવા કરારને આ કલમમાં ઠરાવેલો ફાયદો મળી શકશે નહીં.

**૩૮મી કલમ મુજબ મોકલેલા લેખો ખોવાયા બાબત જવાબદારી નથી.**

૪૬ (૧) ૩૮મી કલમની પેટા કલમ (૨) પ્રમાણે દીવાન તરફ મોકલેલા કોઈ પણ લેખ જતાં ખોવાઇ જાય અથવા તેનો નાશ થાય અથવા તે બગડે તો તે બાબતની જવાબદારી તે મોકલનારને શીર નથી પરંતુ આવી રીતે મોકલવાનો લેખ પોસ્ટદ્વાર મોકલવાનો હોય તો તે લેખ જે સખસના કબજામાંથી લેવામાં આવ્યો હોય તેના ખરચે રજીસ્ટર કરી મોકલવો જોઇએ.

૨ કોઈ પણ લેખ સદરહુ પ્રમાણે મોકલવાનો હોય ત્યારે જે સખસના કબજામાંથી તે લેખ અટકાવી રાખનાર સખસના હાથમાં આવ્યો હશે તે સખસને તે લેખની

પોતાને ખરચે એક નકલ તે લેખ અટકાવી રાખનાર સખસની ખરાપણાની સહી સાથેના માગવાનો અધી-કાર છે.

૪૭ (૧) એક આનાની લાગતને પાત્ર હોય એવો કોઇ પણ ચેક અથવા વાયદાચીઠ્ઠી સ્ટાંપ માર્યા સિવાય અવેજ મળવા સારૂ દેખાડી હોય ત્યારે જે સખસને તે સદરહુ પ્રમાણે દેખાડી હોય તે સખસને તેની ઉપર ચોડવાનો યોગ્ય સ્ટાંપ મારવાનો અધીકાર છે અને તે સ્ટાંપ આ નિબંધમાં આગળ જણાવેલી રીતે રદ કર્યા પછી તે ચેક કીંવા વાયદાચીઠ્ઠીની રકમ આપવાનો અધીકાર છે અને જે સખસે તે લાગત આપવી અવશ્ય હતી તેના પર તેવી લાગત નાંખવાનો અથવા સદરહુ પ્રમાણે આપવાની રકમમાંથી તે કાપી લેવાનો તેને અધીકાર છે. આવા પ્રકારનો ચેક કીંવા વાયદાચીઠ્ઠી લાગતના સબંધમાં કાયદાસર અને વ્યવહારોપયોગી છે એમ સમજવું.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે એવા ચેક કીંવા વાયદાચીઠ્ઠીના સબંધમાં કોઇ પણ સખસ કંઈ પણ ગુન્હેગારીને અથવા તેના ઉપર કામ ચલાવવાને પાત્ર થાય તેમાંથી આ કલમના કોઇ પણ મજકુર ઉપરથી તે છુટે છે એમ સમજવું નહીં.

૪૮. (૧) આ બાબ મુજબ આપવાની ફરજ પાડી હોય એવી સઘળી લાગત, દંડ તથા બીજી રકમો દીવાનને જે સખસની પાસે તે લેવાની હોય તેની જંગમ મીલકત જપ્ત કરીને તથા વેચીને અથવા ચડેલી જમીન મહેસુલની બાકી વસુલ કરવાની

લાગત તથા દંડ વસુલ કરવાની રીત.

જે બીજી કોઇ રીત વીદ્યમાનકાળે અમલમાં હોય તે રીતે વસુલ કરવાનો અધીકાર છે.

૨. સદરહુ પ્રમાણે વસુલ થવાની રકમ લેહેણી થયાની તારીખથી છ વરસની મુદતમાં યોગ્ય ઇલાજો લીધા છતાં વસુલ થઇ શકી નહીં એમ દીવાનને જણાય તો જમીન મહેસુલની બાકી માંડી વાળવા વીદ્યમાન કાળે અમલમાં હોય એવા કાયદામાં જે અધીકાર હોય તેને અનુસરી દીવાન માંડી વાળવાનો હુકમ કરી શકશે.

---

## બાબ ૫મો.

## કેટલેક પ્રસંગે સ્ટાંપનો અવેજ પાછો આપવો.

બગડેલા સ્ટાંપનો અવેજ પાછો આપવો.

૪૯. દીવાને આગળની કલમ ૫૦માં ઠરાવેલી મુદત અંદર અરજી કરવામાં આવે અને તેમાંની હકીકત બાબત તેની ખાત્રી થાય તો જે છાપ મારેલા સ્ટાંપ આગળ લખેલા પ્રસંગે બગડ્યા હશે તેનો અવેજ પરત આપવાનો અધીકાર છે એટલે

(क) કોઇ પણ કાગળ ઉપર લખેલો કોઇ પણ લેખ કોઇ પણ સખસે કરી આપ્યા પહેલાં તે કાગળ ઉપરનો સ્ટાંપ દુર્લક્ષ્ય તથા અજાણતાં ખરાબ થયો હશે અથવા દેખાય નહિ એવો થયો હશે અથવા યોજેલા કામને માટે લખવામાં ભુલ થયાથી અથવા બીજી કોઈ પણ વાતને લીધે અયોગ્ય થયો હશે તે સ્ટાંપ

(ख) જો કોઇ પણ દસ્તાવેજ આખો અથવા થોડો લખાઇ ગયો હોય પણ જેના ઉપર તેમાંના કોઈ પણ પક્ષકારની સહી થઇ નહી હોય અથવા જે એવા કોઇ પણ પક્ષકારે કરી આપ્યો નહી હોય તે સ્ટાંપ

ग चेक अथवा वायदाचीठ्ठीनी बाबतमां

૧. લખનારે પોતે અથવા તેની તરફથી કોઇએ સહી કરેલી હશે એવી જે કોઇ પણ ચેક અથવા વાયદાચીઠ્ઠી સ્વિકારવામાં આવી નહીં હશે અથવા જે સ્વિકારવા સારૂ આવ્યા સિવાયના બીજા કોઈ પણ કારણુસર તેના હાથમાંથી બહાર ગઇ નહીં હશે તે ચેક અથવા વાયદાચીઠ્ઠીનો સ્ટાંપ માત્ર જે કાગળ ઉપર એવો કોઈ પણ સ્ટાંપ માર્યો હોય તે ઉપર આગળ ઉપર થવાનો કોઇ પણ ચેક અથવા વાયદાચીઠ્ઠી સ્વિકારી છે એવી અથવા સ્વિકારવાના ઇરાદા બાબતની કોઇ પણ સહી હોવી ન જોઇએ.

૨. જે કોઇ પણ ચેક અથવા વાયદાચીઠ્ઠી ઉપર લખનાર અથવા તેની તરફથી કોઇએ સહી કરેલી હશે પણ જે કોઇ પણ કસુર અથવા ભુલને લીધે બગડી હશે અથવા નિરૂપયોગી થઈ હશે તે સારૂ વાપરેલો અથવા વાપરવાનો ઇરાદો હોય એવો સ્ટાંપ પછી એવો ચેક કીંવા વાયદાચીઠ્ઠી સ્વિકારવા માટે લઈ દેખાડી હોય કીંવા સ્વિકારી હોય કીંવા ન હોય કીંવા તે ઉપર શેરો લખ્યો હોય કીંવા ન હોય કીંવા જેને અવેજ આપવાનો તેને આપવામાં આવ્યો હોય કીંવા ન હોય પરંતુ એવા પ્રસંગે બગડેલો ચેક કીંવા વાયદાચીઠ્ઠી સાથે તેની જગ્યાએ બીજો ચુક વગરનો તથા યોગ્ય સ્ટાંપ મારેલો ચેક કીંવા વાયદાચીઠ્ઠી હાજર કરવી જોઇએ.

(घ) જે લેખ તેમાંના કોઇ પણ પક્ષકારે કરી આપેલો હોય અને જે નીચેના પ્રકારમો હોય તે સારૂ વાપરેલો સ્ટાંપ એટલે—

૩. પહેલેથીજ કાયદાની દ્દષ્ટિએ તદન રદ બાતલ છે એમ પાછળથી માલુમ પડયું હોય તે

૪. અસલથી જે કામને માટે યોજેલો હોય તે કામ માટે તે લેખમાં કાંઇ ભુલચુક થવાના સબબથી તે બીલકુલ નીરૂપયોગી થયો છે એવું પાછળથી માલુમ પડયું હોય તે

૫. જે સખસે કરી આપવો જોઇતો હતો તે સખસ તે લેખ કરી આપ્યા વગર મરણ પામવાથી અથવા એવા કોઈ પણ સખસે તે કરી આપવાની ના કહેવાથી યોજેલા નમુના પ્રમાણે ધારેલો વ્યવહાર પાર પાડવા માટે પુરો કરી શકાય નહીં તે

૬. કોઈ મુદ્દાના પક્ષકારે કરી આપેલો ન હોવાથી અને તે ઉપર સહી કરવાનો તે અશક્ત હોવાથી અથવા તેને ના કહેવાથી યોજેલા કામને માટે ખરેખર અધુરો અને અપુરતો થતો હોય તે

૭. કોઇ પણ સખસે તે મુજબ ચાલવાની ના કહેવાથી અથવા તે ઉપરથી જે પૈસા બદલ બંદોબસ્ત કરવાનું યોજયું હોય તે ધીરવાની ના કહેવાથી અથવા તે ઉપરથી આપેલો કોઇ પણ હોદ્દો લેવાની ના કહેવાથી અથવા ન સ્વીકાર્યાથી યોજેલા કામને માટે બીલકુલ ઉપયોગી પડતો ન હોય તે

૮. તે ઉપરથી પાર પાડવા ધારેલા વ્યવહાર તેજ લેખમાંના પક્ષકારો વચ્ચે કરેલા અને તે લેખની કીંમતથી ઓછી કીંમતના ન હોય એવા સ્ટાંપવાળા બીજા કોઈ પણ લેખ ઉપરથી થવાને લીધે નીરૂપયોગી થયો હોય તે

૯. દુર્લક્ષ્યથી અથવા અજાણતાં બગડયા હોય અને જેને બદલે તેજ લેખમાંના પક્ષકારોએ તેજ કારણ સારૂ બીજો યોગ્ય સ્ટાંપવાળો લેખ કર્યો હોય તે

પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે કરી આપેલા લેખની બાબતમાં જે કાયદા સબંધી કામમાં તે લેખ પુરાવામાં આપી શકાત અથવા આપવા માંડી શકાત એવા કોઇ પણ કાયદાના કામની શરૂઆત થઇ ચુકેલી હોવી ન જોઇએ અને તે લેખ રદ કરવા સારૂ પરત આપી દીધેલો હોવો જોઇએ.

ખુલાસો. લેખ ઉપર પડવા જોગ પુરેપુરી લાગત આપ્યા બદલનો કલમ ૩૧ મુજબ દીવાને આપેલો દાખલો આ કલમના અર્થ પ્રમાણે છાપ મારેલો સ્ટાંપ છે એમ સમજવું-

અવેજ પાછો મળવા અરજી કરવાની મુદત.

૫૦. (૧) કલમ ૪ મુજબ અવેજ પાછો મળવા સારૂ કરવાની અરજ.

क રકમ (૫)ની પેટા કલમ (૭)માં કહેલે પ્રસંગે લેખની તારીખથી

ख જે સ્ટાંપના કાગળ ઉપર કોઇ પણ લેખ તેમાંના કોઇ પણ પક્ષકારે કરી આપ્યો ન હોય તે કાગળને પ્રસંગે તે સ્ટાંપ બગડ્યાની તારીખથી.

(ग) જે સ્ટાંપના કાગળ પર કોઇ પણ લેખ તેમના કોઇ પણ પક્ષકારે કરી આપ્યો હોય તે કાગળને પ્રસંગે તે લેખની તારીખ પછી એક વર્ષની અંદર અથવા લેખમાં તારીખ ન ભરી હોય તો જે સખસે તે લેખ પહેલાં અથવા એકલાએજ કરી આપ્યો હોય તે સખસે તે લેખ કરી આપ્યાની તારીખથી એક વર્ષની અંદર કરવી જોઇએ.

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે જ્યારે બગડેલો લેખ પુરતાં કારણસર આ રાજ્યની બહાર મોકલ્યો હોય ત્યારે આ રાજ્યમાં પાછો આવ્યાની તારીખથી અને જ્યારે જે કોઈ લેખને બદલે બીજો લેખ કર્યો હશે તે અનીવાર્ય કારણને લીધે સદરહુ મુદતમાં રદ કરવા આપવાને અને એમ ન હોય ત્યારે બદલીને કરેલા લેખની તારીખથી એક વર્ષની અંદર અરજી કરી શકાશે.

**કંપનીને જરૂર ન હોય એવા છાપેલા નમુનાની બાબતમાં અવેજ પાછો આપવો**

૫૧. દીવાન કોઇ પણ સંસ્થાપીક કંપનીએ લેખોના છાપેલા નમુના સારૂ વાપરેલા સ્ટાંપના કાગળો બદલ અવેજ કાંઇ પુરતા કારણસર એવા નમુનાની સદરહુ કંપનીને જરૂર રહી ન હોય તો કોઇ પણ મુદ્દતે પાછો આપવાને મુખત્યાર છે. માત્ર એવા સ્ટાંપના કાગળોની લાગત પ્રથમ યોગ્ય રીતે હારી છે એમ સદરહુ અધીકારીની ખાત્રી થવી જોઇએ.

**ભલતોજ ઉપયોગ કરેલા સ્ટાંપનો અવેજ પાછો આપવો.**

૫૨. (क) જ્યારે કોઈ પણ સખસે દુર્લક્ષ્યથી લાગતને પાત્ર હોય એવા લેખ સારૂ આ નીબંધ મુજબ કરેલા નીયમ ઉપરથી જે પ્રકારનો સ્ટાંપ કહયો હશે તેના કરતાં બીજા પ્રકારના સ્ટાંપનો ઉપયોગ કર્યો હશે ત્યારે અથવા જેટલી કીંમતનો સ્ટાંપ જરૂરનો હોય તેના કરતાં વધારે કીંમતના સ્ટાંપનો ઉપયોગ કર્યો હશે ત્યારે અથવા કોઇ પણ લાગતને પાત્ર ન હોય એવા લેખ માટે કોઈ પણ સ્ટાંપનો ઉપયોગ કર્યો હશે ત્યારે અથવા—

ख જ્યારે કોઈ પણ લેખ સારૂ વાપરેલા સ્ટાંપ દુર્લક્ષ્યથી તે લેખ ૧૩મી કલમમાંના ઠરાવ વીરૂદ્ધ લખેલો હોવાથી ચોહદમી કલમની રૂએ નીરૂપયોગી થયો હશે ત્યારે દીવાન તે લેખની તારીખથી છ મહીનાની

અંદર અથવા તે ઉપર તારીખ નહીં હોય તો તે જે સખસે કર્યો હશે અથવા અનેક સખસો પૈકી જેણે પ્રથમ કરી આપ્યો હશે તે સખસે તે કર્યાની મીતીથી એક વર્ષની અંદર અરજી કરવામાં આવે તો અને તે લેખ લાગતને પાત્ર હોય તો તેવે પ્રસંગે તેની ઉપર યોગ્ય લાગતનો સ્ટાંપ ફરીથી મારવામાં આવે તો સદરહુ પ્રમાણે જેનો ભલતોજ ઉપયોગ કરેલો હશે અથવા જે નીરૂપયોગી થયો હશે તે સ્ટાંપ બગડયા પ્રમાણે રદ કરવાને અને તેનો અવેજ પાછો આપવાને મુખત્યાર છે.

બગડેલો અથવા ભલતોજ ઉપયોગ કરેલા સ્ટાંપનો અવેજ કેવી રીતે પાછો આપવો.

૫૩. બગડેલા અથવા ભલતોજ ઉપયોગ કરેલા સ્ટાંપનો અવેજ જે પ્રસંગે પાછો આપવાનો હશે તે પ્રસંગે દીવાને તે સ્ટાંપને બદલે દરેક રૂપીએ અથવા રૂપીઆના કોઈ પણ ભાગે એક આના પ્રમાણે જે રકમ થાય તે કાપી લઈને બાકી રહે તેટલી કીંમતના તેવાજ પ્રકારના અથવા બીજા કોઈ પણ પ્રકારના સ્ટાંપ અથવા રોકડ પૈસા આપવાનો અખ્તીકાર છે પરંતુ સ્ટાંપ આપવામાં એક આના પ્રમાણે કાપવાની રકમ પાંચ રૂપીઆ કરતાં વધારે થતી હોય તો પણ ફક્ત પાંચ રૂપીઆજ કાપી લેવા જોઇએ.

જે સ્ટાંપ વાપરવા માટે જોઈતા નહીં હશે તેમનો અવેજ પાછો આપવો.

૫૪. (૧) જ્યારે જે કોઇ પણ સ્ટાંપ અથવા સ્ટાંપો બગડયા નહીં હશે અથવા ધારેલા કામને માટે અયોગ્ય અથવા નકામા થયા નહીં હશે તેવા સ્ટાંપ અથવા સ્ટાંપો કોઈ પણ સખસના કબજામાં હશે પણ તેનો અથવા તેમનો તેને તરત ખપ નહીં હશે ત્યારે તે સખસ તે સ્ટાંપ અથવા સ્ટાંપો પરત આપે તથા—

(क) તેણે એવા સ્ટાંપ અથવા સ્ટાંપો ખરેખરા ઉપયોગ કરવાના ઇરાદાથી ખરીદ કીધા હતા એમ

(ख) તેણે તેની પુરેપુરી કીંમત પ્રથમ આપી છે એમ તથા

(ग) તે સદરહુ પ્રમાણે જે તારીખે પાછા આપી દેવામાં આવ્યા હોય તે તારીખથી તરત અગાઉના બાર મહીનાની મુદતની અંદર ખરીદ કીધા હતા એમ દીવાનની ખાત્રી થાય એટલે તે સ્ટાંપની કીંમતના પૈસા દર રૂપીએ અથવા રૂપીઆના ભાગે એક આને કાપી લઇને તે સખસને પાછા આપવા.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે એવા સખસ પર અધીકાર વર્ગ સ્ટાંપ વેચનારો હોય ત્યારે દીવાનને વ્યાજબી લાગે તો ઉપર કહ્યા પ્રમાણે કાંઈ પણ રકમ કાપી લીધા વગર સદરહુ સ્ટાંપ વેચનારાએ ખરેખર આપેલી રકમ પાછી આપવાનો દીવાનને મુખત્યાર છે.

૫૫. (૧) જ્યારે કોઈ યોગ્ય સ્ટાંપવાળી લેહેણાની બ્યાજુચીઠ્ઠીને બદલે તેજ મજકુરની નરી લેહેણાની બ્યાજુચીઠ્ઠી તાજી કરી આપવામાં આવે ત્યારે એક મહીનાની અંદર અરજી કરવામાં આવેથી દીવાને એવી લેહેણાની બાજુ બ્યાજુચીઠ્ઠી કાઢનારને અસલ અથવા તાજી કરેલી લેહેણાની બ્યાજુચીઠ્ઠીએ પૈકી જે ઉપર સ્ટાંપની કીંમત ઓછી હશે તે પાછી આપવી જોઇએ.

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે તે અસલ લેહેણાની બ્યાજુચીઠ્ઠી દીવાનની પાસે રજુ કરવી જોઇએ અને તેણે હજુર ઠરાવે તે મુજબ તે રદ કરવી જોઇએ.

નીચેના ફેરફાર કરવામાં આવ્યા હોય તે છતાં નવી કાઢેલી લેહેણાની વ્યાજુચીઠ્ઠી આ કલમના અર્થ પ્રમાણે તેજ મજકુર સાથે તાજી કરેલી છે એમ સમજવામાં આવશે એટલે

ખુલાસો.

(क) અસલની એક લેહેણાના વ્યાજુચીઠ્ઠીને બદલે જેટલીજ એકદંર રકમની બે અથવા વધારે લેહેણાની વ્યાજુ-ચીઠીઓ કાઢવી.

(ख) અસલની બે અથવા વધારે લેહેણાની વ્યાજુચીઠીને બદલે તેટલીજ એકંદરની એક લેહેણાની વ્યાજુચીઠી કાઢવી.

(ग) લેહેણાની વ્યાજુચીઠી તાજી કરતી વખતે નવીન ધારણ કરનારનું નામ અસલ ધારણ કરનારનાં નામ બદલ દાખલ કરવું અને

(घ) વ્યાજના દરમાં અથવા તે આપવાની તારીખોમાં ફેરફાર કરવો.

---

## બાબ ૬ ઠો.

## ખુલાસો પુછવો તથા તપાસ કરવો.

કોર્ટ દીવાનની કોર્ટ તરફ લખી મોકલવું

૫૬ (૧) કોઈ પણ કોર્ટને કોઇ પણ લેખ ઉપર કેટલી લાગત પડવી જોઇએ તે વિષે સંસય હોય તો તેજ કોર્ટનો અધીકારીને પ્રકરણ પોતાના અભીપ્રાય સહ ફેંસલો થવા સારૂ દીવાનની કોર્ટમાં મોકલવાને મુખત્યાર.

૨. દીવાનની કોર્ટને પ્રકરણ પોતાના તરફ આવ્યું છે એમ સમજી તજવીજ કરવી અને પોતાના ફેંસલાની એક નકલ સહી શીક્કા સાથે જેના તરફથી પ્રકરણ આવ્યું હોય તેના તરફ મોકલવી જોઇએ અને તે અધીકારીએ તે નકલ આવ્યા પછી તે પ્રકરણનો નીકાલ તે ફેંસલા પ્રમાણે કરવો જોઇએ.

૫૭. ઉપરની કલમ ૫૫ તથા ૫૬ અન્વયે દીવાનની કોર્ટથી ઠરાવ થએલો હોય તેનાથી સબંધ ધરાવતા પક્ષકારમાંનો કોઇ નારાજ હોય તો તેને તે પુરતી ખબર મળ્યાની તારીખથી, માસ બેમાં હાઇકોર્ટને અરજ કરવા છુટ છે અને તે ઉપરથી તે કોર્ટથી થએલો ઠરાવ આખરનો ગણાશે.

૫૮, (૧) જ્યારે કોઇ પણ દીવાની કોર્ટ અથવા મુલકી કચેરી અથવા ફોજદારી કામ ચલાવવાની રીતના ૧૨મા પ્રકરણ મુજબના અથવા પ્રકરણ ૩૬ મુજબના કોઇ પણ કામમાં કોઇ પણ ફોજદારી કોર્ટ કોઇ પણ લેખ યોગ્ય સ્ટાંપ વાળા લેખ તરીકે અથવા જેને સ્ટાંપની જરૂર નથી એવા લેખ તરીકે અથવા તે બદલ ૩૫મી કલમ પ્રમાણે લાગત અને દંડ લઇ તે પુરાવામાં લેવાનો હુકમ કરે ત્યારે તે હુકમ બરાબર નથી એવો હુકમ કરનાર કોર્ટ કીંવા કચેરી વીવાદ સાંભળનારી કોર્ટ દીવાનની કોર્ટમાં લખી મોકલવાને મુખત્યાર છે અથવા એવી પક્ષકારોની તકરાર હોય તો તેમને દીવાનની કોર્ટમાં અરજ કરવાનો અધીકાર છે,

**સ્ટાંપના પુરતાપણા બાબત કેટલાએક નાકાલાની તપાસ.**

૨. દીવાનની કોર્ટ એવા મત ઉપર આવે કે સદરહુ લેખ બદલ ૩૫મી કલમ પ્રમાણે લાગત અને દંડ આપ્યા વગર અથવા જે લાગત અને દંડ આપેલ હશે તેનાં

વધારે લાગત અને દંડ આપ્યા વગર તે પુરાવામાં લેવો જોઇતો નહોતો તે તેને કલમ ૭ની પેટા કલમ (૨)ને અનુસરી એવો ઠરાવ લખી રાખવાનો અને તે લેખ જે લાગતને પાત્ર હોય તે રકમ ઠરાવવાનો અધીકાર છે અને તેને તે લેખ તે વખતે જે સખસના કબજામાં અથવા અખત્યારમાં હોય તે સખસને તે લેખ હાજર કરવાનું ફરમાવવાનો અને તે હાજર કરવામાં આવે ત્યારે તે અટકાવી રાખવાનો અધીકાર છે.

૩. જ્યારે પેટા કલમ (૨) મુજબ કોઈ પણ ઠરાવ લખી રાખ્યો હોય ત્યારે એક નકલ સબંધ ધરાવતી કોર્ટને અને જો તે ઠરાવ રકમ પરત આપવાનો અગર વધારે રકમ લેવાનો હોય તો એક નકલ જો તે લેખ અટકાવી રાખ્યો હોય તો તે સહ દીવાન તરફ મોકલવી.

૪. દીવાનને સદરહુ લેખ પુરાવામાં લેવા વિશેના હુકમમાં અથવા ૪૩મી કલમ મુજબ આપેલા કોઇ પણ દાખલામાં અથવા ૪૪મી કલમમાં ગમે તે મજકુર હોય તોપણ કોઇ પણ સખસે એવા લેખ બાબત આ નીબંધ વીરૂદ્ધ કોઇ પણ અપરાધ કર્યો છે એમ પોતાને લાગે તે બદલ તે સખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવવાનો અધીકાર છે.

૫. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે,

(क) દીવાનની કોર્ટના ઠરાવ પ્રમાણે તે લેખ બાબત લાગત અને દંડ મળીને જે રકમ ૩૫મી કલમ મુજબ આપવાની હોય તે દીવાનને આપવામાં આવે તે પ્રસંગે એવું કોઇ પણ ફોજદારી કામ

યોગ્ય લાગત આપવાનું ચુકવવાના ઇરાદાથી તે અપરાધ કર્યો છે એમ દીવાનને ન લાગે તો ચલાવવું નહીં અને

(ख). આ કલમ મુજબ લખી મુકેલા કોઇ પણુ ઠરાવ ઉપરથી એવી વીતે ફોજદારીમાં કામ ચલાવવું હોય તે સિવાયના પ્રસંગે કોઇ પણુ લેખ પુરાવામાં લેવા વિશેના કોઇ પણુ હુકમના અથવા ૪૩મી કલમ પ્રમાણે આપેલા કોઇ પણુ દાખલાના વ્યવહારોપયોગીપણાને બાધ આવે છે એમ સમજવું નહિ.

---

## બાબ ૭મો.

૫૯. ફોજદારી ગુન્હા ત ા કામ ચલાવવાની રીત.

(૧) જે કોઈ પણુ સખસ સરકારની લાગત ડુબાવવાના ઈરાદાથી

યોગ્ય સ્ટાંપવાળા નહીં હોય એવા લેખ કરી આપવા માટે શિક્ષા.

(क) યોગ્ય સ્ટાંપ ન હોય એવો ચેક અથવા વાયદા- ચીઠ્ઠી લખશે, કરશે, કાઢશે, તે ઉપર શેરો લખશે અથવા તે બીજાના નામ ઉપર કરી આપશે અથવા સાક્ષીદાર સિવાય બીજી રીતે તેની ઉપર સહી કરશે અથવા તે સ્વિકારવા સારૂ કે પૈસા મળવા સારૂ દેખાડશે અથવા સ્વિકારશે તેનો અવેજ આપશે, લેશે અથવા તે કોઈ પણુ રીતે વેચશે અથવા

(ख) લાગતને પાત્ર હોય એવો બીજો કોઇ પણુ લેખ તે ઉપર યોગ્ય સ્ટાંપ માર્યા સિવાય કરી આપશે અથવા તેની ઉપર સાક્ષીદાર સિવાય બીજી રીતે સહી કરશે અથવા

(ગ) કોઇ પણ સભામાં મત આપવા વિશેના યોગ્ય સ્ટાંપ નહીં હોય એવા અધીકાર પત્ર ઉપરથી મત આપશે અથવા મત આપવાનો યત્ન કરશે

તે સદરહુ પ્રકારના દરેક ગુન્હા બદલ પાંચસેંહ રૂપીઆ સુધીના દંડની શીક્ષાને પાત્ર થશે.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે ૩૫મી, ૩૯મી અથવા ૫૭મી કલમ મુજબ કોઇ પણ લેખ માટે કાંઇ પણ દંડ આપ્યો હશે ત્યારે તે દંડની રકમ તે દંડ જે સખસે આપ્યો હશે તે સખસને તેજ લેખ માટે આ કલમ મુજબ પછીથી કોઇ પણ દંડ થયો હશે તો તે દંડમાં મજરે આપવી.

(૩) જો કોઇ ભાગ લેખ (Share) તેની ઉપર યોગ્ય સ્ટાંપ હોયા વગર કાઢવામાં આવે તો તે લેખ કાઢનારી કંપની તથા લેખ કાઢતી વખતે જે સખસ તે કંપનીનો વહીવટ ચલાવનાર વ્યવસ્થાપક અથવા કારભારી અથવા બીજો મુખ્ય અમલદાર હોય તે સખસ ત્રણસેં રૂપીઆ સુધીના દંડની શીક્ષાને પાત્ર થશે.

**ચોઢવાનો સ્ટાંપ રદ ન કરવા બાબત શિક્ષા.**

૬૦. જે કોઇ પણ સખસને કોઇ પણ ચોડવાનો સ્ટાંપ બારમી કલમ મુજબ રદ કરવો અવશ્ય હશે અને જે તે કલમમાં કહેલી રીતે તે સ્ટાંપ સરકારની લાગત ડુબાવવાના ઇરાદાથી રદ નહીં કરશે તે સખસ સો રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

**સતાવીસમી કલમના ઠરાવ મુજબ વર્તન નહીં કરવા માટે શિક્ષા.**

૬૧. જે કોઇ સખસ સરકારની લાગત ડુબાવવાના ઇરાદાથી

(क) જે લેખમાં ૨૭મી કલમ પ્રમાણે તેમાં જે હકીકત તથા પ્રસંગો લખવાની જરૂર હોય તે સંપુર્ણ અને ખરેખરા લખ્યા નહીં હોય એવો કોઇ પણ લેખ કરી આપશે અથવા—

(ख) તેને જે કોઇ પણ લેખ તૈયાર કરવાના કામમાં અથવા તૈયાર કરવા બાબત રાખ્યો હશે અથવા તે કામમાં અથવા તે બાબત તેનો સબંધ હશે તેમાં સદરહુ પ્રકારની સર્વ હકીકત તથા પ્રસંગો સંપુર્ણ અને ખરેખરા લખવાની ગફલત કરશે અથવા લખવાનું છોડી દેશે અથવા—

( ) આ નીબંધ મુજબની કાંઇ પણ લાગત અથવા દંડ સરકારને ન મળવા જેવું બીજું કાંઇ કામ કરશે તે એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે

૬૨. જે કોઇ પણ સખસ

પાવતી આપવાને ના કહેવા માટે કીંવા પાવતીની લાગત ટાળવા માટે યુક્તિ કરનારને શિક્ષા.

(क) કલમ ૩૦ પ્રમાણે તેની પાસે પાવતી માગ્યા છતાં તે આપવાની ના કહેશે અથવા ગફલત કરશે અથવા—

(ख) વીસ રૂપીઆ કરતાં વધારે રૂપીઆની રકમ અથવા વીસ કરતાં વધારે કીંમતની મીલકત આપવામાં આવ્યા પછી સરકારની કોઇ પણ લાગત ડુબાવવાના ઈરાદાથી વીસ રૂપીઆ કરતાં વધારે નહીં એવી રકમ અથવા કીંમત બદલ પાવતી આપશે અથવા આપેલી રકમ કીંવા મીલકત જુદી જુદી કરી અથવા તેના વિભાગ કરી પાવતી આપશે તે સો રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

૬૩. જે કોઈ પણ સખસ

વીમાપત્ર ન કરવા માટે અથવા યોગ્ય સ્ટાંપવાળું ન કરવા માટે શિક્ષા.

(क) વીમાના કોઇ પણ કરાર બદલ કોઈ પણ સલામતીની રકમ અથવા અવેજ લેશે અથવા ખાતે જમા કરશે અને એવી સલામતીની રકમ અથવા અવેજ લીધાની અથવા જમે કર્યાની તારીખથી બે મહીનાની અંદર સદરહુ વીમાપત્ર યોગ્ય સ્ટાંપવાળું કરી આપશે નહીં અથવા—

(ख) ચોગ્ય સ્ટાંપવાળું ન હોય એવું કોઇ પણ વીમાપત્ર કરી આપશે અથવા સ્વાધીન કરશે અથવા એવા કોઇ પણ વીમાપત્ર માટે કોઇ પણ નાણું આપશે અથવા હીસાબમાં મજરે આપશે અથવા આપવાનું અથવા હીસાબમાં મજરે આપવાનું કબુલ કરશે તે બસેંહ રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

૬૪. જે કોઇ પણ સખસ સરકારની લાગત ડુબાવવાના ઈરાદાથી.

**લાગત ડુબાવવા સારૂ આવતી તારીખ નાંખવા માટે તથા યુકિત કરવા માટે શિક્ષા.**

(क) કોઇ પણ ચેક અથવા વાયદાચીઠ્ઠી વાસ્તવીક રીતે જે તારીખે લખેલી હોય ને તારીખ પછીની આવનારી તારીખ નાંખીને તે ચેક અથવા વાયદાચીઠ્ઠી લખશે અથવા કરશે અથવા આપશે અથવા—

(ख) એવા ચેકમાં અથવા વાયદાચીઠ્ઠીમાં સદરહુ પ્રમાણે પછીની આવનારી તારીખ નાંખી છે એવી ખબર છતાં તેની પાછળ શેરો કરશે, તે બીજાના નામ ઉપર કરી આપશે, સ્વિકારવા સારૂ અથવા પૈસા મળવા સારૂ દેખાડશે અથવા સ્વિકારશે અથવા તેનો અવેજ આપશે અથવા લેશે અથવા તે બીજી કોઇ પણ રીતે વેચશે અથવા—

(ग) જે કામ યુકતી અથવા યોજના વીશે આ નીબંધમાં અથવા જે વખતે જે બીજો કોઇ પણ કાયદો અમલમાં હોય તેમાં સુદ્દામ ઠરાવ કર્યો ન હશે તેવું કોઇ પણ કામ, યુકિત અથવા યોજના કરશે અથવા તેમાં સબંધ રાખશે તે રૂપીઆ પાંચસેં સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

૯૫. (क) સ્ટાંપ વેચવા સારૂ નીમેલો જે કોઇ પણ સખસ કલમ ૯૮ પ્રમાણે કરેલા કોઇ પણ નીયમ પાળશે નહીં તે અને

**સ્ટાંપ વેચવા સબંધી નીયમો તોડવા માટે અને અધીકાર વગર વેચવા માટે શિક્ષા.**

(ख) સદરહુ પ્રમાણે નીમાયલો ન હોય એવો કોઇ પણ સખસ એક આનાના ચોડવાના સ્ટાંપ સિવાયનો કોઇ પણ સ્ટાંપ વેચશે અથવા વેચવા કાઢશે તે છ મહીના સુધીની કેદની શિક્ષાને અથવા પાંચસેંહ રૂપીઆ સુધીના દંડની શિક્ષાને અથવા એ બંને શિક્ષાને પાત્ર થશે.

૯૬. (૧) આ નિબંધ પ્રમાણે અથવા આ નિબંધ ઉપરથી રદ કરેલા નિબંધ નિયમ પ્રમાણે શિક્ષાને-પાત્ર હોય એવા કોઈ પણ ગુન્હા બાબત દીવાન યા તે જેને અધીકાર આપે તે અમલદારની મંજુરી સિવાય ફરીયાદ દાખલ કરવી નહીં.

**ફોજદારીમાં ફરીયાદ માંડવા તથા કામ ચલાવવા બાબત.**

૨. દીવાનને સદરહુ પ્રકારનું કોઇ પણ કામ બંધ કરવાનો અથવા એવો કોઇ પણ ગુન્હો માંડી વાળવાનો અથવા એવા કોઇ પણ ગુન્હાનો તોડજોડથી નીકાલ કરવાનો અધીકાર છે.

૩. આવી રીતે કરેલી કોઇ પણ તોડજોડની રકમ કલમ ૪૮માં ઠરાવેલી રીતે વસુલ કરી શકાશે.

૯૭. (૧) આ નિબંધ પ્રમાણે ગુન્હાની ચોકસી કરી ઈન્સાફ કરવાનો તે બીજા વર્ગના મેજીસ્ટ્રેટના અધીકારથી કમી અધીકારવાળા કોઈ પણ માજીસ્ટ્રેટે કરવો નહીં.

**હકુમત અને ઈન્સાફની જગા.**

૨. સદરહુ પ્રકારના પ્રત્યેક ગુન્હાની ચોકસી કરી ઇન્સાફ કરવાનો ને આ હદમાં ગુન્હો થયો હોય કીંવા આ

હદમાં તે લેખ મળ્યો હોય તે હદમાં હકુમત ચલાવનાર માજીસ્ટ્રેટે કરવો જોઇએ.

બીજા કોઈ પણ નિબંધના ઠરાવને આ નિબંધથી બાધ આવતો નથી.

૬૮. આ નીબંધ પ્રમાણે જે કૃત્ય કીંવા વર્તન ગુન્હો ઠરાવ્યો છે તે કૃત્ય કીંવા વર્તન બીજા કોઈ પણ નીબંધ પ્રમાણે સીક્ષાને પાત્ર થતું હોય તો તે નીબંધ પ્રમાણે તેની ચોકસી થઈ ઈન્સાફ થવાને આ નીબંધના કોઈ પણ ઠરાવથી બાધ આપે છે એમ સમજવું નહીં માત્ર આવે પ્રસંગે એકજ ગુન્હા બાબત કોઇ પણ સખસને બે વખત શિક્ષા થઇ શકશે નહીં.

---

## બાબ ૮મો.

### ફિરકોળ—( પરચુરણ ).

રજીસ્ટરો, કાગળો વિગેરે તપાસવા દેવા જોઇએ.

૬૯. દરેક સરકારી અમલદારે પોતાના હવાલામાં જે રજીસ્ટરો, ચોપડા, દફતરના કાગળપત્રો, કાગળો, દસ્તાવેજો અથવા ચાલેલા કામના કાગળપત્રો હોય અને જેની તપાસણીથી કાંઇ લાગત મળી શકે એમ હોય અથવા કોઇ પણ લાગતના સબંધમાં કાંઇ દગો અથવા વર્તન સાબીત થવા જેવું હોય અથવા તે ઉઘાડું પડે એમ હોય તે રજીસ્ટરો, કાગળો, ચોપડા, દસ્તાવેજો અને ચાલેલા કામના કાગળપત્રો આ નીબંધ અન્વયે અધીકાર મળેલા કીંવા દીવાને લેખી હુકમથી અધીકાર આપેલા કોઇ પણ સખસને સઘળે વ્યાજબી વખતે ફી અથવા ખરચ લીધા સિવાય તપાસવા દેવા નોંધ લેવા દેવી તથા ઉતારો કરવા દેવો.

નીયમ કરવાનો અધીકાર.

૭૦ (૧) આ નીબંધનો ઉદ્દેશ પાર પાડવા સારૂ નીચે લખેલી બાબતમાં નીયમો કરવામાં આવશે એટલે

(क) સ્ટાંપ અને સ્ટાંપના કાગળ પુરા પાડવા તથા વેચવાનું નીયમન કરવા બાબત.

(ख) કીયા સખસોએજ માત્ર તે વેચવા તે વિષેનું નીયમન કરવા બાબત.

(ग) એવા સખસોના કામ તથા મહેનતાણા વિષેનું નીયમન કરવા બાબત તથા

(घ) આ નીબંધના હેતુ સાધારણ રીતે અમલમાં આણવા સારૂ અને

(ङ) આ કલમ અન્વયે કરેલા કોઈ પણ નીયમનો ભંગ થએ રૂપીઆ સો કરતાં વધારે નહીં એવો દંડ કરવાનું ઠરાવવા બાબત.

૨. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે સદરહુ નીયમોમાં એક આનાના ચોડવાના સ્ટાંપના વેચાણનો પ્રતીબંધ કરવો નહીં.

૩. તે નીયમો પ્રસિદ્ધ થયા પછી આ નિબંધમાં જાણે દાખલ કર્યા હોય તે પ્રમાણે તેનો અમલ થશે.

**ન્યાયાધીશીની લાગત બાબત બચાવ.**

૭૧. ન્યાયાધીશીની લાગત (કોર્ટ ફી)ના સ્ટાંપ સબંધી વીદ્યમાન કાળે અમલમાં હશે તે નીબંધ મુજબ જે લાગત પડવા જોગ હશે તે લાગતને આ નીબંધમાંના કોઇ પણ મજકુર ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહીં.

૭૨. આ નીબંધમાં તથા તે અન્વયે થએલા નીયમમાંથી વખતોવખત જરૂર જણાયા પ્રમાણે ફેરફાર કરવા અથવા તેને રદ કરવા અથવા તેને બદલે નવા ઘડવા દરબાર શ્રી મુખત્યાર છે.

તા.—૨૦ માહે એપ્રીલ ૧૯૨૪.

# પરિશિષ્ટ ૧લું.

| નંબર. | સાલ તથા બાબત. | | | |
|---|---|---|---|---|
| ૧ | સને ૧૮૮૭નો આ રાજ્યનો સ્ટેમ્પ નિબંધ. | | આ નિબંધમાં જેટલા અંશે માર્જીનમાંના નિબંધો જેટલે અંશે આ વિરૂદ્ધ હોય તે તટલે અંશે રદ સમજવા. | |
| ૨ | સને ૧૯૦૨નો આ રાજ્યનો સ્ટેમ્પ નિબંધ. | | | |

# પરિશિષ્ટ રજું.

| ચાલતો નંબર. | લેખના પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | કબુલત અથવા કર્જનો અંગીકાર વીસ રૂપીઆ કરતાં વધારે રકમના અથવા કીંમતના કરજની જે તે કરજના પુરાવા સારૂ (શાહુકારની પાસ બુક સીવાય બીજી) કોઈ પણ ચોપડીમાં અથવા જુદા કાગળ પર દેણદારે અથવા દેણદારની તરફથી લખેલી અથવા સહી કરેલી હશે અને તે ચોપડી અથવા કાગળ લેણદારના કબજામાં રાખ્યો હશે ત્યારે; | | એ આના. | |

| | | | | |
|---|---|---|---|---|
| | ખુલાસો :—<br><br>ચોપડામાં કાઢેલી ખાતા બાકીઓ ઉપર આ કલમમાં બતાવેલા સ્ટેમ્પનો દર લેવામાં આવશે પરંતુ એવા ખાતે બાકીમાં સાનમાં સ્થાવર મીલકત લખી હશે તો તેવી ખાતે બાકીઓ દસ્તાવેજ પ્રમાણે ગણાઇ સ્ટેમ્પને પાત્ર થશે | | | |
| ૨ | વાયદા ચિઠ્ઠી :—<br>જે ચેક, ખત કીંવા બેંક નોટ એ સ્વરૂપની ન હોય તે.<br><br>ખુલાસો :—<br>રકમ (ख)ની બાબતમાં લાગત ભર્યા પછી તેની પેંઠને કીંવા પર પેંઠને ફરીથી લાગત પડશે નહિ. | (क) માગે કે તુરત અવેજ આપવાનો હોય અને જેની રકમ રૂપીઆ ૨૦થી અધીક હોય ત્યારે.<br><br>(ख) માગે કે તરત નહિ, પણ બીજી રીતે અવેજ આપવાનો હોય, પણ જેની તારીખથી અથવા તે દેખાડયા પછી એક વર્ષ કરતાં વધારે ન હોય એટલી મુદત અવેજ આપવાનો હોય ત્યારે. | એક આનો. | [illegible] |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (૧) રકમ રૂપીઆ ૨૦૦) કરતાં વધારે ન હોય ત્યારે. | બે આના | |
| | | (૨) રકમ રૂપીઆ ૨૦૦) કરતાં વધારે પણ રૂપીઆ ૪૦૦) કરતાં વધારે ન હોય તો. | ચાર આના | |
| | | (૩) રકમ રૂપીઆ ૪૦૦) કરતાં વધારે પણ રૂા. ૬૦૦) કરતાં વધારે ન હોય તો | છ આના | |

૯.

| | |
|---|---|
| (૪) રકમ રૂપીઆ ૬૦૦) કરતાં વધારે પણ રૂા. ૧૦૦૦) કરતાં વધારે ન હોય તો. | દશ આના |
| (૫) રકમ રૂપીઆ ૧૦૦૦) કરતાં વધારે પણ રૂા. ૧૨૦૦) કરતાં વધારે ન હોય તો. | બાર આના |
| (૬) રકમ રૂપીઆ ૧૨૦૦) કરતાં વધારે પણ રૂા. ૧૬૦૦ કરતાં વધારે ન હોય તો | એક રૂપીઓ |
| (૭) રકમ રૂપીઆ ૧૬૦૦) કરતાં વધારે પણ રૂા. ૨૫૦૦) કરતાં વધારે ન હે.ચ તો | દોઢ રૂપીઓ |
| (૮) રકમ રૂપીઆ ૨૫૦૦) કરતાં વધારે પણ રૂા. | ત્રણ રૂપીઆ |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | ૫૦૦૦) કરતાં વધારે ન હોય તો | | |
| | | (૯) રકમ રૂપીઆ ૫૦૦૦ કરતાં વધારે પણ રૂા. ૭૫૦૦) કરતાં વધારે ન હોય તો | સાડાચાર રૂપીઆ | |
| | | (૧૦) રકમ રૂપીઆ ૭૫૦૦ કરતાં વધારે પણ રૂા. ૧૦૦૦૦) કરતાં વધારે ન હોય તો | છ રૂપીઆ | |

| | | |
|---|---|---|
| | (૧૧) રકમ રૂપીઆ ૧૦૦૦૦ કરતાં વધારે પણ રૂ. ૧૫૦૦૦) કરતાં વધારે ન હોય તો | નવ રૂપીઆ |
| | (૧૨) રકમ રૂપીઆ ૧૫૦૦૦ કરતાં વધારે પણ રૂ. ૨૦૦૦૦) કરતાં વધારે ન હોય તો | બાર રૂપીઆ |
| | (૧૩) રકમ રૂપીઆ ૨૦૦૦૦ કરતાં વધારે પણ રૂ. ૨૫૦૦૦ કરતાં વધારે ન હોય તો | પંદર રૂપીઆ |
| | (૧૪) રકમ રૂપીઆ ૨૫૦૦૦ કરતાં વધારે પણ રૂ. ૩૦૦૦૦ કરતાં વધારે ન હોય તો | અઢાર રૂપીઆ |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (૧૫) રકમ રૂપીઆ ૩૦૦૦૦ ઉપરનાં દર ૧૦૦૦૦ રૂપીએ અથવા તેના ભાગે | છ રૂપીઆ | |
| | | (ग) તારીખ પછી અથવા જોયા પછી એક વર્ષ કરતાં વધારે મુદતે અવેજ આપવાનો હોય ત્યારે | તે રકમના ખતો (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી | |
| ૩ | ખત :— જે વિષે આ નિબંધમાં અને ન્યાયાધીસીની લાગતના નિબંધમાં બીજી રીતે ઠરાવ કર્યો ન હોય એવું. | (क) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૨૫ કરતાં વધારે ન હોય ત્યારે | બે આના | |

| | | | |
|---|---|---|---|
| માફી.<br><br>કોઇ ધર્માદા ડીસ્પેન્સરી અથવા ઇસ્પીતાલ અથવા કોઈ બીજા સર્વોપયોગી કામના ખાનગી ઉઘરાણામાંથી થતી સ્થાનીક આવક દર મહીને અમુક રકમ કરતાં ઓછી નહિ થાય એવી ખાત્રી આપવા માટે કોઇ પણ શખસે કરી આપેલ ખત | (ख) તેની રકમ કિંવા કીંમત રૂપીઆ ૨૫ કરતાં વધારે હોય, પરંતુ રૂપીઆ ૫૦ કરતાં વધારે ન હોય ત્યારે | ચાર આના | |
| | (ग) તેની રકમ અથવા કીંમત રૂ. ૫૦ કરતાં વધારે હોય પરંતુ રૂ. ૧૦૦થી વધારે ન હોય ત્યારે. | આઠ આના | |
| | (घ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૧૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૨૦૦થી વધારે ન હોય ત્યારે | એક રૂપીઓ | |
| | (ङ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૨૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૩૦૦થી વધારે ન હોય ત્યારે | દોઢ રૂપીઓ | |
| | (च) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૩૦૦થી વધારે | બે રૂપીઆ | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | હોય પરંતુ રૂપીઆ ૪૦૦થી વધારે ન હોય ત્યારે | | |
| | | (छ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૪૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૫૦૦થી વધારે ન હોય ત્યારે | અઢી રૂપીઆ | |
| | | (ज) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૫૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૬૦૦થી વધારે ન હોય ત્યારે | ત્રણ રૂપીઆ | |

| | | | |
|---|---|---|---|
| | (ઝ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૬૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૭૦૦થી વધારે ન હોય ત્યારે | સાડા ત્રણ રૂપીઆ | |
| | (ઞ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૭૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૮૦૦થી વધારે ન હે.ય ત્યારે | ચાર રૂપીઆ | |
| | (ટ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૮૦૦થી વધારે હોય પરંતુ રૂપીઆ ૯૦૦થી વધારે ન હોય ત્યારે | સાડા ચાર રૂપીઆ | |
| | (ઠ) તેની રકમ અથવા કીંમત રૂપીઆ ૯૦૦થી વધારે હોય પરંતુ રૂ. ૧૦૦૦થી વધારે ન હોય ત્યારે | પાંચ રૂપીઆ | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (ड) રૂપીઆ ૧૦૦૦ ઉપરના દર ૫૦૦ રૂપીઆ માટે અગર ૫૦૦ રૂપીઆના કોઇ પણ ભાગ માટે | અઢી રૂપીઆ | |
| ૪ | જામીનખત કીંવા તારણખત. | (क) રકમ રૂપીઆ ૧૦૦૦ કરતાં વધારે ન હોય ત્યારે | તે રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી | |
| | માફી. | (ख) બીજા કોઇ પણ પ્રસંગે | પાંચ રૂપીઆ | |
| (૧૫) | ૧ કોઇ પણ હોદ્દાનું કામ યોગ્ય રીતે કરવા વિષેના અથવા હોદ્દાના સબબથી જે પૈસા અથવા બીજી બીજી મીલકત મળે તેનો હીસાબ | | | |

આપવા વિષેના તારણ તરીકે કરી આપ્યું હશે તે, અથવા કરારની યોગ્ય બજાવણી થવા સારૂ જામીન કરી આપ્યું હશે તે

૨ તગાવી આપવા સબંધી વખતો વખત અમલમાં હોય તે કાયદા મુજબ તગાવી લેનાર માણસે અથવા તે માણસોના જામીનોએ સદરહુ તગાવીનો અવેજ પાછો આપવા સારૂ તારણ બદલ કરેલો લેખ

૩ કોઇ ધર્માદા ડીસ્પેન્સરી અથવા ઈસ્પીતાલ અથવા કોઇ બીજા સર્વોપયોગી કામના ખાનગી ઉઘરાણામાંથી થતી સ્થાનિક આવક દર મહીને અમુક રકમ કરતાં ઓછી

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | નહિ થાય એમ ખાત્રી આપવા માટે કોઇ પણ શખસે કરી આપેલ ખત | | | |
| ૫ | ઉલટ લેખ (સામો લેખ અથવા ડુપ્લીકેટ) | | | |
| (૩) | જે લેખ લાગતને પાત્ર હોય તેવા અને જે બાબત યોગ્ય લાગત આપી હશે એવા લેખનો ઉલટ લેખ કીંવા બીજી પ્રત | (क) અસલ લેખ ઉપર જે લાગત પડવા જોગ હોય તે એક રૂપીઆ કરતાં વધારે ન હોય તો | અસલ લેખ ઉપર જેટલી લાગત પડવા જોગ હશે તેટલી લાગત | |
| | | (ख) બીજે કોઈ પ્રસંગે | એક રૂપીઓ | |

|  |  |  |  |
| --- | --- | --- |--- |
|  | માફી.<br><br>ખેડુતને આપેલા જે કોઇ પણ પટાને લાગત માફ હશે તેનો સામો લેખ |  |  |
| ૬<br>(૧૬) | જુમ્માનો લેખ<br>( Trust ) | (क) કોઇ પણ મીલકતના અથવા મીલકત સબંધી જુમ્માનું મૃત્યુપત્ર ન હોય એવા કોઇ પણ લખાણ ઉપરથી જાહેર કરેલો હોય એવો લેખ | હીત સબંધવાળી મીલકતની જે રકમ અથવા કીંમત તે લેખમાં લખી હોય તેના જેટલા અવેજના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી, પણ તે પંદર રૂપીઆથી વધારે ન હોવી જોઇએ |
|  |  | (ख) કોઇ મીલકતનો અથવા મીલકત સબંધી જુમ્મો મૃત્યુપત્ર ન હોય એવા કોઇ પણ લખાણ ઉપરથી રદ કરવાનો લેખ | હીત સંબંધવાળી મીલકતની જે રકમ અથવા કીંમત તે લેખમાં લખી હોય તેના અવેજના ખતને (નં ૩ પ્રમાણે) જેટલી, લાગત પડે છે તેટલી. પણ તે પાંચ રૂપીઆ કરતાં વધારે ન હોવી જોઇએ. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૭ (નવ) | જુમ્મો રદ કરવાનો લેખ.<br>અગાઉ કરી આપેલો કોઇ પણ લેખ જે ઉપરથી રદ કર્યો હોય તે સુદ્ધાં, જો તે ઉપર સાખ કરી હોય તથા તે બાબત બીજી રીતે ઠરાવ કર્યો ન હોય તો | (क) પ્રથમ કરી આપેલા લેખની રકમ રૂપીઆ એક હજારથી કમી હોય તો<br>(ख) બીજા કોઈ પ્રસંગે | તે લેખમાંની રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી<br>દશ રૂપીઆ | |
| ૮ (૧૭) | તોડજોડનાં ખત.<br>એટલે જે લેખ કોઇ પણ દેણદારે કરી આપ્યો હોય અને જે ઉપરથી તે પોતાની મીલકત પોતાના | | ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી પરંતુઃ દસ રૂપીઆ કરતાં વધારે નહિ | |

| | | | |
|---|---|---|---|
| | લેણુદારના હીત સારૂ લખી આપે છે અથવા જે ઉપરથી તે લેણુદારોના લેણાની તોડજોડનો અવેજ અથવા વહેંચણી તેઓને મળવાનો બંદોબસ્ત કરવામાં આવે છે અથવા તે દેણુદારનું કામ નીમેલા માણુસોની દેખરેખ હેઠળ અથવા પરવાના ચીઠી પ્રમાણે તેના લેણુદારોના હીત સારૂ ચલાવવા વિષે જે ઉપરથી ઠરાવેલું હોય છે તે લેખ | | |
| ૯<br>(૨૨) | નામ ફેર કરી આપવાનો લેખ.<br>અવેજના બદલામાં અથવા અવેજ વગર | (क) કોઇ પણ સંસ્થાપીત કંપનીના માંહેના ભાગનો. | ભાગની કીંમત જેટલા અવેજના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડવાજોગ હોય તેની એક ચતુર્થાંશ લાગત |
| | માફી. | | |
| | પીઠ ઉપર શેરો કરી અથવા | (ख) કલમ ૮માં જે લેહેણાની | લહેણાની વ્યાજુચીઠીના મુખ |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | માત્ર સહી કરી નામફેર કરવ.નો લેખ, પછી તે બીજાનું નામ તેમાં લખેલું હોય કીંવા ન હોય.<br>(૧) ચેકની કીંવા વાયદ.ચીઠ્ઠીની પીઠ ઉપર.<br>(૨) વીમાપત્રની પીઠ ઉપર.<br>(૩) હીંદુસ્થાન સરકારની જામીનગીરીની પીઠ ઉપર.<br>(૪) માલ બાબતના વારંટની પીઠ ઉપર. | વ્યાજુચીઠ્ઠીના સબંધમાં ઠરાવ કર્યો છે તે લહેણાની વ્યાજુચીઠ્ઠી સિવાય બજારમાં વેચવા જોગ જામીનગીરી વાળી બીજી લેહેણાન વ્યાજુચીઠ્ઠીનો પછી તે લેહેણાની વ્યાજુચીઠ્ઠી ઉપર લાગન પાડવા જોગ હોય અથવા ન હોય.<br>(ग) જે બદલ્લ ખત, ગીરોખત અથવા વીમાપત્ર તારણમાં | પૃષ્ઠ ઉપર લખેલી રકમ જેટલા અવેજના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડવા જોગ હોય તેની એક ચતુર્થાંશ લાગત. | |

| | | |
|---|---|---|
| | લઇને બંદોબસ્ત કર્યો હોય એવા હિત સબંધનો. | |
| | (૧) એવા ખતને, ગીરો ખતની અથવા વીમા પત્રની લાગત પાંચ રૂપીઆ કરતાં વધારે ન હોય તો. | તે ખત, ગીરો ખત અથવા વીમા પત્રમાંના જેટલા હિત સબંધનો નામફેર કરવામાં આવ્યો હોય તેટલા હિતસબંધ બાબત તે ખત, ગીરોખત, અથવા વીમાપત્ર જે લાગતને પાત્ર હોય તે લાગત. |
| | (૨) બીજે કોઇ પ્રસંગે. | પાંચ રૂપીઆ. |
| | (ઘ) એક જુમ્મેદાર પાસેથી બીજા જુમ્મેદારને અથવા જુમ્મેદાર પાસેથી હિતાધીકારીને અવેજ વગર કરેલી કોઈ પણ જુમ્માની મીલકતનો. | પાંચ રૂપીઆ, અથવા રકમ (क)થી (ग) સુધીની રકમો ઉપરથી જે ઓછી રકમ પડવા જોગ હોય તે લાગત. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧૦<br>(૨૪ ब) | પંચનો ઠરાવ.<br>એટલે ફરીયાદ ચાલતી હોય તે દરમ્યાન ન્યાયાધીશીના હુકમથી પ્રકરણ સોંપવામાં આવ્યું હોય તે સીવાય બીજી રીતે પ્રકરણ સોંપવામાં આવ્યાથી પંચોએ અથવા સરપંચે કરેલો કોઈ પણ લેખી ઠરાવ, પરંતુ તે વિભાગ કરવા બાબતનો કીંવા સ્થાવર મીલકતના સ્વત્વાર્પણ બાબતનો નીવાડો હોવો ન જોઈએ. | (क) જે મીલકત સબંધી જે નીવાડો હોય તેની તે નીવાડામાં લખેલી રકમ અથવા કીંમત રૂ. ૧૦૦૦) કરતાં વધારે ન હોય ત્યારે. | તેટલી રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી | |
| | | (ख) બીજે કોઈ પ્રસંગે. | પાંચ રૂપીઆ. | |

| | | | |
|---|---|---|---|
| | માફી.<br>મ્યુનીસીપાલીટીના કાયદા:ની કલમ ૮૧ સને ૧૮૭૩. | | |
| ૧૧<br>(૨૮ ब) | પંત્યાળુ. | (क) પંત્યાળાનો લેખ.<br>(૧) પંત્યાળાની થાપણ રૂ. ૫૦૦) કરતાં વધારે ન હોય તો.<br>(૨) બીજે કોઈ પ્રસંગે. | <br>અઢી રૂપીઆ.<br>દશ રૂપીઆ. |
| ૧૨<br>(૨૮ ब) | પંત્યાળુ તોડવાનો. | પંત્યાળુ તોડવાનો લેખ. | પાંચ રૂપીઆ. |
| ૧૩<br>(૩૧ ब) | ફારગતી.<br>એટલે જે કોઈ પણ લેખ ઉપરથી કોઇ માણુસ બીજા માણુસ ઉપરના અથવા કોઇ પણ નિર્દિષ્ટ કરેલી મીલકત ઉપરના દાવા છોડી દે છે તે. | (क) દાવાની રકમ અથવા કીંમત રૂપીઆ ૧૦૦૦)થી વધારે ન હોય તો.<br>(ख) બીજે કોઈ પણ પ્રસંગે. | ફારગતીમાં જે રકમ કીંવા કીંમત લખી હોય તે રકમના કીંવા કીંમતના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી.<br>પાંચ રૂપીઆ. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧૪ (૩૮) | રદ કરવાનો લેખ. અગાઉ કરી આપેલો કોઇ પણ લેખ જે ઉપરથી રદ કર્યો હોય તે સુદ્ધાં, જો તે ઉપર સાખ કરી હોય તથા તે બાબત બીજી રીતે ઠરાવ ન કર્યો હોય તો. | (क) પ્રથમ કરી આપેલા લેખની રકમ રૂપીઆ ૧૦૦૦થી કમી હોય તો. | તે લેખમાંની રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |
| | | (ख) બીજા કોઈ પણ પ્રસંગે. | પાંચ રૂપીઆ. | |
| ૧૫ (૩૯) | લહેણાની વ્યાજુ ચીઠી (Debenture) (ગીરો બાબત હોય અથવા ન હોય) સ્વાધીન કરીને અથવા શેરો લખીને અથવા | | તેટલી રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |

સ્વત્વાર્પણનો જુદો લેખ કરીને સ્વત્વાર્પણ કરવા જોગ અને બજારમાં વેચવા લાયક જામીનગીરી હોય તે.

ખુલાસો—લહેણાની વ્યાજુ ચીઠ્ઠી. એ શબ્દમાં સદરહુ ચીઠ્ઠીને જોડેલા કોઈ પણ વ્યાજની કાપલીઓ (કુપનોનો) સમાવેશ થાય છે પણ લાગત આકારતી વખતે આવી કાપલીઓની રકમ ગણવી નહીં.

માફી.

જે નોંધેલા ગીરો ખત ઉપર તેની રૂએ કાઢવાની લેહેણાની વ્યાજુ ચીઠ્ઠીની પુરી રકમ બદલ યોગ્ય સ્ટાંપ હોય તથા જેને યોગે કોઈ સંસ્થાપીત [illegible] [illegible] વ્યાજુચીઠ્ઠી ધારણ કરનારાઓના

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | હિત સારૂ પોતાની મીલકત સર્વાંશે અથવા કોઈ અંશે જુમ્મેદારોને સ્વાધીન કરે છે તે ગીરોખતના મજકુર પ્રમાણે તે કરજ કાઢવા કંપનીએ કાઢેલી લેહેણાની વ્યાજુ ચીઠી.<br>પણ એવું ઠરાવ્યું છે કે, એવી કાઢેલી લેણાની વ્યાજુ ચીઠીઓ સદરહુ ગીરો ખતના મજકુર પ્રમાણે કાઢેલી છે એવું નિર્દીષ્ટ કરેલું હોવું જોઈએ. | | | |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | વર્તનણુકીનું ખત. (Indemnity Bond) | | જામીન ખતને (નં. ૪ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| (૪૧ ब) | કોઇને નીજોખમી રાખવા વિષે લખી આપેલું ખત. | | |
| ૧૭ | વહીવટનું ખત. | | ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી ; પરંતુ કોઇ પ્રસંગે પાંચ રૂપીઆથી વધારે નહિ. |
| (૪૨ ब) | માલમીલકતનો વહીવટ કરવા વિષેનું ખત (એડમીનીસ્ટ્રેશન બોન્ડ) | | |
| ૧૮ | વીમા પત્ર. | | |
| (૪૪) | (૧) આગનું વીમાપત્ર. | (क) અસલ વીમા પત્રની બાબતમાં રૂા. ૧૦૦૦) કરતાં વધારે ન હોય એવી વીમો ઉતારેલી દરેક રકમે અને તેમજ ૧૦૦૦) ઉપરના દર ૧૦૦૦) રૂપીએ અથવા તેના કોઇ પણ ભાગે. | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (૧) મુદત એક મહીના કરતાં વધારે ન હોય ત્યારે. | બે આના. | |
| | | (૨) મુદત એક મહીના કરતાં વધારે પણ ત્રણ મહીના કરતાં વધારે ન હોય ત્યારે. | ત્રણ આના. | |
| | | (૩) મુદત ત્રણ મહીના કરતાં વધારે પણ છ મહીના કરતાં વધારે ન હોય ત્યારે. | ચાર આના. | |
| | | (૪) મુદત છ મહીના કરતાં વધારે હોય ત્યારે. | છ આના. | |

| | | |
|---|---|---|
| | (ख) જે વીમાપત્ર છ મહીના અથવા તે કરતાં કાંઇ પણ ઓછી મુદતનું આપેલું હોઇને જે બદલ અને તે અગાઉ નવીન કરી આપ્યું હોય તો તે બદલ વીમા પત્રમાં પ્રથમથીજ છ મહીના કરતાં વધારે મુદતનું આપ્યું હોત તો જેટલી લાગત પડવા જોગ થાત, તેટલી લાગત અગાઉથી આપી નહિ હોય એવું વીમા પત્ર ચાલુ રાખવા સારૂ નવીન કરી આપવા બાબત. | એવું નવીન કરી આપેલું વીમાપત્ર જે રકમનું અને જે મુદતનું હોય તે રકમ અને મુદતનું અસલ વીમાપત્ર બાબત જેટલી લાગત આપવી પડત તેટલી લાગત અથવા એવું વીમાપત્ર પ્રથમથીજ છ મહીના કરતાં વધારે મુદતનું આપ્યું હોત તો જેટલી લાગત આપવી પડત તેના પૈકી જેટલી લાગત વીમાપત્ર બદલ તથા એવું વીમાપત્ર નવીન કરી આપ્યું હોત તો તે બદલ જે લાગત અગાઉથી આપી હોય તેના કરતાં વધારે હોય તેટલી લાગત એટલે આ બેમાંથી જે લાગત ઓછી હોય તે પડશે, એમ સમજવું. |
| (૨) અકસ્માત તથા મંદવાડ બાબતનું વીમાપત્ર. | (क) રેલ્વે ઉપરના અકસ્માત બાબત ફક્ત એકજ મુસાફરી માટે ચાલનારૂં. | એક આનો. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | માફી.<br><br>કોઇ પણ રેલ્વેમાં વચલા અથવા ત્રીજા વર્ગમાં પ્રવાસ કરનારા ઉતારૂના સબંધમાં વીમો ઉતાર્યો હોય ત્યારે રકમ (क)ને માટે માફી છે એમ સમજવું. | (ख) બીજે કોઇ પણ પ્રસંગે કોઇ પણ એકજ અકસ્માત અથવા મંદવાડ બાબત આપવાની વત્તામાં વત્તી રકમ રૂપીઆ ૧૦૦૦)થી | બે આના. | |

| | | |
|---|---|---|
| | વધારે ન હોય તો તે બાબત, અને તેમજ એવી રકમ રૂપીઆ ૧૦૦૦) કરતાં વધારે હોય તો દર રૂપીઆ ૧૦૦૦) બાબત અથવા તેના ભાગ બાબત. | |
| (૩) જીંદગીનું વીમા પત્ર અથવા જે બદલ સ્પષ્ટપણે ઠરાવ કર્યો નથી એવું બીજું વીમા પત્ર આગળની રકમ (૪)માં કહ્યું છે તેવું ફરીથી ઉતારેલા વીમાપત્ર સીવાયનું. | રૂપીઆ ૧૦૦૦) કરતાં વધારે નહીં હોય એવી વીમો ઉતારેલી દરેક રકમ બદલ અને તેમજ રૂપીઆ ૧૦૦૦) ઉપર વીમો ઉતારેલા દર ૧૦૦૦) રૂપીઆ બદલ અથવા તેના ભાગ બદલ. | |
| | (૧) એકજ પ્રત હોય ત્યારે. | છ આના. |
| | (૨) બે પ્રતો હોય તો દરેક પ્રત બદલ. | ત્રણ આના. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | **માફી.**<br>પોષ્ટ ખાતાના જીંદગીના વીમા બાબત હિન્દુસ્થાન સરકારના કાયદાને અનુસરીને પોષ્ટ ખાતાના ડાયરેકટ જનરલે આપેલા જીંદગીના વીમા પત્રને.<br>(૪) આગનું વીમા પત્ર જે કંપનીએ આપ્યું હોય તે કંપની અસલ વીમા ઉપરથી ઉતારેલી રકમનો અમુક ભાગ તે વીમાના | | અસલ વીમાના સબંધમાં આપવાની લાગતની એક ચતુર્થાંશ લાગત, પણ તે એક આનાથી ઓછી અથવા એક રૂપીઆથી વધારે હોવી ન જોઇએ. | |

| સબંધમાં આપવાની હાની અથવા જામીનગીરી તરીકે બીજી કોઇ પણ કંપની સાથે ફરીથી વીમો ઉતરાવે ત્યારે. | | | |
|---|---|---|---|
| (૫) રકમ (૧)થી (૪) સુધીમાં બતાવેલી બાબત સિવાય બીજા કોઈ પણ પ્રકારનું વીમા પત્ર. | (૧) વીમો ઉતરાવેલી રકમ રૂપીઆ એક હજારથી અધીક ન હોય ત્યારે, અને | ચાર આના. | |
| સાધારણ માફી. | (૨) રૂ. ૧૦૦૦) ઉપર પ્રત્યેક રૂપીઆ ૧૦૦૦)ને કીંવા રૂપીઆ ૧૦૦૦)ના ભાગને. | ચાર આના. | |
| વીમા પત્ર આપવા વિષેનું પત્ર અથવા કરાર.<br>પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે તે વીમા પત્ર માટે આ | | | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | નીબંધમાં જે લાગત કહી છે તે લાગત પત્ર ઉપર અથવા કરાર ઉપર હોયા સિવાય તે ઉપરથી કાંઈ પણ દાવો કરી શકાશે નહીં; તેમજ તેમાં લખેલું વીમાપત્ર આપવાની ફરજ પાડવા સિવાય બીજા કોઇ પણ કારણ સારૂ તે ચાલશે નહીં. | | | |
| ૧૯ | વહેંચણ પત્ર (લેખ). કલમ ૩ રકમ ણમાં વ્યાખ્યા કરેલા પ્રકારનો. | | મીલકતમાંથી જુદા કરેલા હીસ્સાઓના, રકમ કીંવા કીંમતના ખત (નં. ૩ પ્રમાણે) ને જેટલી લાગત પડે છે તેટલી. | |

ખુલાસો.—મીલકતની વહેંચણી બાદ જે મોટામાં મોટો હીસ્સો રહેશે, તેમાંથી બીજા હીસ્સા અથવા હીસ્સાઓ જુદા પાડયા છે એમ સમજવું. પરંતુ જ્યારે બે કીંવા અધીક હીસ્સાઓ સરખી કીંમતના હોય અને તે બીજા કોઇ પણ હીસ્સાથી કમી કીંમતના ન હોય ત્યારે એવા સરખી કીંમતના હીસ્સાઓ પૈકી એક હીસ્સામાંથી બીજા હીસ્સા જુદા પાડયા છે એમ સમજવું.

માત્ર એમ ઠરાવવામાં આવે છે કે,—

(૧) મીલકતના અનેક હીસ્સા કરવા બાબતની કબુલત જેમા હોય, પત્રો વહેંચ-

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | ણુનો લેખ કરી આપવામાં આવ્યો હોય અને તે કબુ-લત મુજબ વહેંચણુ કર-વામાં આવી હોય, ત્યારે આ વહેંચણુનો લેખ જે લાગતને પાત્ર હોય તે લાગતમાંથી પહેલા લેખ બદલ આપેલી લાગતની રકમ ઓછી કરવી જોઇએ. પણ આ બીજા લેખ ઉપ-રની લાગત આઠ આનાથી ઓછી હોવી ન જોઇએ. | |

(૨) કોઇ પણ મુલકી અમલદારે કીંવા દીવાની ન્યાયાધીશીએ વહેંચણ કરવા બાબત કરેલા આખરના હુકમને અથવા વહેંચણ કરવાનું ફરમાવવા બાબત પંચના નિવાડાને વહેંચણના લેખને જરૂર હોય તેટલો સ્ટાંપ લગાડેલો હોય અને પછી તે હુકમ મુજબ અથવા નિવાડા મુજબ વહેંચણનો લેખ કરી આપવામાં આવે ત્યારે એવા લેખ ઉપરની લાગત આઠ આના કરતાં વધારે વધારે હોવી ન જોઇએ.

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨૦<br>(૪૬ ब) | વ્યવસ્થા પત્ર.<br>(Settlement)<br>જે મૃત્યુ લેખ નથી એવા સ્વરૂપનું. | (क) વ્યવસ્થા પત્રનો લેખ. | એવા પત્રમાં લખ્યા મુજબ વ્યવસ્થા કરેલી મીલકતની રકમ અથવા કીંમત જેટલા અવેજના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી.<br>પરંતુ એમ ઠરાવવામાં આવે કે વ્યવસ્થા કરનારની કબુલાત ઉપર જેટલો સ્ટાંપ વ્યવસ્થા પત્ર ઉપર | |

| | | | |
|---|---|---|---|
| | | | જોઇએ તેટલો સ્ટાંપ માર્યો હોય અને એવી કબુલાત મુજબ પાછળથી વ્યવસ્થાપત્ર તૈયાર કર્યું હોય ત્યારે એવા પત્ર ઉપરની લાગત આઠ આનાથી વધારે હોવી ન જોઇએ. |
| | | (ख) વ્યવસ્થાપત્ર રદ કરવાનો લેખ. | રદ કરવાના લેખમાં સબંધવાળી મીલકતની જે રકમ અથવા કીંમત લખી હોય તેટલા અવેજના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી પણ તે પાંચ રૂપીઆ કરતાં વધારે હોવી ન જોઇએ. |
| ૪૧ | સાનખત. (Mortgage deed).<br>જે ગીરો બાબત કબુલાત નં. ૩૧ પાકનું ગીરો ખત | (क) તે ખતમાં લખેલી મીલકતનો અથવા તે મીલકતના કોઈ પણ ભાગનો કબજો ગીરો મુકનારે | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | નં. ૨ અથવા જામીન ખત નં. ૪ ન હોય તે. | આપ્યો હશે અથવા આપવાની કબુલત કરી હશે ત્યારે. | | |
| | **માફી.** | | | |
| | તગાવી આપવા સબંધી જે વખતે જે કાયદો અમલમાં હોય એવા કાયદા મુજબ તગાવી લેનાર માણસોએ અથવા તે માણસોના જામીનોએ તે તગાવી ફેડવા સારૂ તારણ દાખલ કરી આપેલો લેખ. | (૧) તેની રકમ રૂપીઆ ૫૦ કરતાં વધારે ન હોય તો. | આઠ આના. | |
| | | (૨) તેની રકમ રૂપીઆ ૫૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ૧૦૦) કરતાં વધારે ન હોય તો. | એક રૂપીઓ. | |

| | |
|---|---|
| (૩) તેની રકમ રૂપીઆ ૧૦૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ ૨૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | બે રૂપીઆ. |
| (૪) તેની રકમ રૂપીઆ ૨૦૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ ૩૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | ત્રણ રૂપીઆ. |
| (૫) તેની રકમ રૂપીઆ ૩૦૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ ૪૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | ચાર રૂપીઆ. |
| (૬) તેની રકમ રૂપીઆ ૪૦૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ ૫૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | પાંચ રૂપીઆ. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (૭) તેની રકમ રૂપીઆ ૫૦૦ કરતાં વધારે હોય પણ રૂપીઆ ૬૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | છ રૂપીઆ. | |
| | | (૮) તેની રકમ રૂ. ૬૦૦ કરતાં વધારે હોય પણ રૂ. ૭૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | સાત રૂપીઆ. | |
| | | (૯) તેની રકમ રૂ. ૭૦૦ કરતાં વધારે હોય પણ રૂ ૮૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | આઠ રૂપીઆ. | |

| | |
|---|---|
| (૧૦) તેની રકમ રૂા. ૮૦૦ કરતાં વધારે હોય પણ રૂા. ૯૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | નવ રૂપીઆ. |
| (૧૧) તેની રકમ રૂા. ૯૦૦ કરતાં વધારે હોય પણ રૂા ૧૦૦૦ કરતાં વધારે ન હોય ત્યારે. | દસ રૂપીઆ. |
| (૧૨) રૂપીઆ ૧૦૦૦ ઉપરના દર ૫૦૦ રૂપીઆ માટે અથવા તેના કોઈપણ ભાગે | પાંચ રૂપીઆ. |
| (ख) સદરહુ પ્રમાણે કબજો આપ્યો ન હોય અથવા આપવાની કબુલાત કરી ન હોય ત્યારે. | ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| ખુલાસો.—જે કોઇ ગીરો મુકનાર ગીરો રાખનારને ભાડું | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | વસુલ કરવા સારૂ મુખત્યારનામું અથવા ગીરો મુકેલી મીલકતનો અથવા તેના ભાગનો પટો આપતો હોય તે આ રકમના અર્થ મુજબ કબજો આપે છે એમ સમજવું.<br>(ग) તે ખત પેટા તારણ અથવા મદદગારી તારણ અથવા બદલે આપેલું તારણ હોય, અથવા તે સદરહુ કારણ સારૂ વીશેષ બંદોબસ્ત કરવાના હેતુથી કરેલું હોય, | | |

| | | | |
|---|---|---|---|
| | | અને મુખ્ય અથવા મુળ તારણ ખત ઉપર યોગ્ય સ્ટાંપ લગાડેલો હોય ત્યારે. | |
| | | (૧૩) રૂપીઆ ૧૦૦૦ કરતાં વધારે નહીં એવી દરેક રકમ માટે. | આઠ આના. |
| | | (૧૪) રૂપીઆ ૧૦૦૦ ઉપરાંત દર ૧૦૦૦ રૂપીએ અથવા તેના ભાગે. | આઠ આના. |
| ૨૨ | સાનગ્રત ઉપર વધારાનું ખત. | | નં. ૨૧ પ્રમાણે. |
| (૯ ब) | Further charge. | | |
| ૨૩ | પટા કીંવા કબુલાત. Lease. | (क) તે પટા કીંવા કબુલાત ઉપરથી ભાડું અથવા સાંથ ઠરાવી હશે તો. | પટા કીંવા કબુલાત ઉપરથી જે રકમ આપવાની તે સઘળી રકમ બાબતના ખતને (નં ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| જુની (૧૫ ब) | એમાં પેટા પટાનો તથા પટે આપવાનો અથવા પેટાપટે આપવાની કોઈ પણ કબુલાતનો સમાવેશ થાય છે— | (૧) તે પટો કીંવા કબુલાત એક વર્ષથી કમી મુદતની હોયતો. | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | **માફી.** ખેતી કરનારને આપેલો કોઈ પણ પટો અથવા ખેતી કરનારે આપેલી કોઇ પણ કબુલાત; પરંતુ આવો પટો કીંવા કબુલાત નીયમીત મુદતની હોય પરંતુ તે એક વર્ષ કરતાં વધારે મુદતની ન હોય અથવા વાર્ષિક ભાડું કીંવા સાંથ રૂપીઆ ૧૦૦થી અધીક ન હોય, અને તે પટામાં કીંવા કબુલાતમાં વાપરવા | (૨) તે પટો કીંવા કબુલાત એક વર્ષ કરતાં ઓછી નહીં પણ ત્રણ વર્ષ કરતાં વધારે નહીં એવી મુદતની દેખાતી હશે ત્યારે. | પટો કીંવા કબુલાતમાં ભાડું અથવા સાંથ લખી હોય, તે ભાડાની અથવા સાંથની એક સાલની સરાસરીની રકમ જે થાય તે રકમ બાબતના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |

| | | |
|---|---|---|
| અવેજની અગર સલામીની રકમ કાંઇ લખેલી ન હોય ત્યારે. | | |
| | (૩) ત્રણ વર્ષથી અધીક મુદ્દતની હોય તો | પટા કીંવા કબુલાતમાં ભાડું અથવા સાંથ લખી હોય તે ભાડાની અથવા સાંથની એક સાલની સરાસરી રકમ જે થાય તે રકમ જેટલા અવેજ બબાતના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| | (૪) જે પટા ઉપરથી કીંવા કબુલાત ઉપરથી ભાડું અથવા સાથે ઠરાવેલી હોય તે પટો કીંવા કબુલાત કોઇ પણ નીયમીત મુદ્દતની ન હોય તો. | પટામાં કીંવા કબુલાતમાં લખ્યા પ્રમાણે દસ વર્ષના ભાડાના અથવા સાંથના આકારે જે એક વર્ષના ભાડા બાબતની અથવા સાંથની સરાસરી રકમ થાય તે રકમ જેટલા અવેજ બાબતના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | (૫) જે પટો કીંવા કબુલાત વીસની અથવા નવાણું વર્ષની મુદતની દેખાતી હોય ત્યારે. | તે પટા કીંવા કબુલાતમાં લખ્યા પ્રમાણે પાંચ વર્ષના ભાગના અથવા સાંથના આકારે જે એક વર્ષના ભાડા બાબતની અથવા સાંથ બાબતની સરાસરી રકમ થાય તે રકમ જેટલા અવેજ બાબતના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |
| | | (ख) તે પટામાં કીંવા કબુ-લાતમાં ભાડું કીંવા સાંપ | પટામાં કીંવા કબુલાતમાં વાપર અવેજ (ઉધડ રકમ | |

| | | | |
|---|---|---|---|
| | | લખી નથી પરંતુ વાપર અવેજ (ઉધડ રકમ Premium) અથવા સલામી (Fine)ની રકમ લખેલી હોય તો. | (Premium) લખી હોય તે રકમ જેટલા અવેજ બાબતના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| | | (ગ) કાંઈ ભાડું અથવા સાંથ ઠરાવેલી છતાં અગર કાંઈ પૈસા ધીર્યા હોય અને સિવાય કાંઇ વાપર અવેજ અથવા સલામીની રકમ લખેલી હોય ત્યારે. | વાપર અવેજ અગર સલામીની રકમ લખેલી ન હોત તો, અગર કાંઇ પૈસા ધીર્યા ન હોત તો, તેવા પટા કીંવા કબુલાત બાબત જે લાગત પડત તે અને તે ઉપરાંત પટામાં કીંવા કબુલાતમાં લખેલી બીજી વાપર અવેજની સલામીની કીંવા ધીરેલા પૈસાની રકમ જેટલા અવેજ બાબતના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | પરંતુ એમ ઠરાવ્યું છે કે કીંમત પ્રમાણે પટાને કીંવા કબુલાતને જે લાગત જરૂર છે તેટલી લાગત પટો કીંવા કબુલાત કરવાના કરારને લગાડેલી હોય અને તે કરાર પ્રમાણે પટો કીંવા કબુલાત આગળ કરી આપવામાં આવે ત્યારે તે પટાને કીંવા કબુલાતને લાગત આઠ આનાથી અધીક પડશે નહીં. અને વળી એમ પણ | |

| | | | |
|---|---|---|---|
| | | | ઠરાવ્યું છે કે, જે મીલકત બાબત પટો અને કબુલાત એવા બે લેખ થયા હોય અને તે લેખમાંના કોઈ પણ એકને ઉપર લખ્યા પ્રમાણે પુરી લાગત લગાડી હોય તો બીજા લેખને આઠ આનાથી જાસ્તી લાગત પડશે નહીં. |
| ૨૪ | પટો કીંવા કબુલાત છોડી દેવાનો લેખ. | (क) તે પટા કીંવા કબુલાત પડવાજોગ લાગત પાંચ રૂપીઆ કરતાં વધારે ન હોય ત્યારે. | તે પટા કીંવા કબુલાત ઉપર જેટલી લાગત પડવાજોગ હશે તેટલી લાગત. |
| | માફી. | | |
| (૨૬ ब) | જે પટા કીંવા કબુલાતને લાગતની માફી હશે તે પટો કીંવા કબુલાત છોડી દેવાનો લેખ. | (ख) બીજા કોઈ પ્રસંગે. | પાંચ રૂપીઆ. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨૫ (૨૭ ब) | પટો અગર કબુલાત ફેરબદલ કરી આપવાનો લેખ.<br>પેટાપટો કરી આપ્યા સિવાય કરી આપેલો હોય ત્યારે.<br>માફી.<br>જે પટા કીંવા કબુલાતને લાગતની માફી હશે તેવા પટા કીંવા કબુલાતના નામ મેં બદલના લેણ. | | નામ મેં બદલાના અવેજની જે રકમ હોય તે રકમ જેટલા અવેજના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેના ¼ એક ચતુર્થાંશ. | |
| ૨૬ (૯) | કબજા ગીરો ખત. | | નં. ૨૧ પ્રમાણે. | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭<br>(૧૦ ब) | ગીરવી ખત પાકનું.<br><br>એમાં કોઇ પાક ગીરવી મુકીને પછી તે પાક એ પ્રમાણે ગીરો મુકતી વખતે અસ્તીત્વમાં હોય કે નહીં હોય, એવા ગીરો ઉપર ધીરેલું કરજ અદા કરવાના બંદોબસ્ત અગર કરેલી કબુલાત દર્શાવનારા કોઇ પણ લેખનો સમાવેશ થાય છે. | (क) એવું કરજ ધીરેલું નાણું માગે કે તરત અથવા લેખની તારીખથી ત્રણ મહીના કરતાં વધારે નહીં હોય એવી મુદતની અંદર પાછું આપવાનું હોય ત્યારે | | |
| | | (૧) રૂપીઆ ૨૦૦) કરતાં વધારે નહીં એવી દરેક રકમ ઉપર. | એક આનો. | |
| | | (૨) અને રૂપીઆ ૨૦૦ કરતાં વધારે હોય એવી દર ૨૦૦) રૂપીઆની રકમે અથવા તેના ભાગે. | એક આનો. | |
| | | (ख) એવું કરજે ધીરેલું નાણું તે લેખની તારીખથી ત્રણ મહીના કરતાં વધારે મુદ- | | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાપ લાગત | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | તની અંદર પાછું આપવાનું હોય ત્યારે. | | |
| | | (૩) રૂપીઆ ૧૦૦ કરતાં વધારે નહીં એવી દરેક રકમે. | બે આના. | |
| | | (૪) અને રૂપીઆ ૧૦૦) કરતાં વધારે હોય એવી દર ૧૦૦) રૂપીઆની રકમે અથવા તેના ભાગે. | બે આના. | |

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ગીરવી ઉપર જાસ્તી કરજ કાઢયાનું ખત. | (क) જ્યારે અસલ ગીરો કબજા સાથેનું હશે ત્યારે. | તે લેખ ઉપરથી જાસ્તી આપેલી રકમ ઉપર ગીરવી ખતને (નં. ૨૧ રકમ क પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |
| (૧૧ ब) | ગીરવી મુકેલી મીલકત ઉપર જાસ્તી કરજ કાઢયાનો લેખ. | (ख) જ્યારે અસલ ગીરો કબજા સીવાયનું હશે ત્યારે. | |
| | | (૧) જાસ્તી કરજ બદલનો લેખ કરી આપતી વખતે મીલકતનો કબજો તે લેખ મુજબ આપ્યો હોય અથવા આપવાનું કબુલ કર્યું હોય તો. | રકમ ઉપર ગીરવી ખતને (નં. ૨૧ ની રકમ क પ્રમાણે) જેટલી લાગત પડે છે તેમાંથી અગાઉથી આપેલી લાગત બાદ કરીને જે રહે તે. |
| | | (૨) ઉપર કહ્યા પ્રમાણે કબજો ન આપ્યો હોય તો. | તે લેખ ઉપરથી જાસ્તી કરજની રકમ ઉપર ગીરવી ખતને (નં. ૨૧ રકમ ख પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨૯ (૧૨ ब) | ગીરવી પાછું સોંપ્યાનું ખત. Reconveyance of mortgaged property. | (क) જે અવેજને માટે મીલકત ગીરો મુકી હશે તે રૂપીઆ ૧૦૦૦) કરતાં વધારે ન હોય તો. | ગીરવી ખતને (નં. ૨૧ રકમ क પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |
| | ગીરવી મુકેલી મીલકત પાછી આપવાનું ખત. | (ख) બીજા કોઇ પણ પ્રસંગે. | દસ રૂપીઆ. | |
| | નીમણુંક. Appointment in execution of power. | | પંદર રૂપીઆ. | |

| | | | |
|---|---|---|---|
| | નીમણુંક કરવા મળેલો અધીકાર ચલાવીને મૃત્યુપત્ર નહીં હોય એવા કોઈ પણ લેખથી.<br><br>(૧) જુમ્મેદારો નીમ્યા હોય અથવા<br><br>(૨) સ્થાવર જંગમ મીલકતની વ્યવસ્થા કરી હોય ત્યારે. | | |
| ૩૧<br>(૨ ब) | અનામત રાખવા બદલ અથવા ગીરો મુકવા બદલ કબુલત દર્શાવનારો કોઇ પણ લેખ.<br><br>(૧) હક્કનો લેખ અથવા (બજારમાં વેચાય એવી બીજી કોઈ જામીનગીરી સીવાય) કોઇ પણ પ્રકારની મીલકત ઉપરનો હક્ક | (क) જો એવાં નાણાં કે કરજ માગે કે તરત આપવાનાં હોય અથવા એવી કબુલત દર્શાવનારો લેખ જે તારીખે થયો હોય તે તારીખથી ત્રણ કરતાં વધારે મહીનાની મુદતે પાછા આપવાના હોય તો. | વાયદા ચીઠ્ઠીને (નં. ૨ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | દર્શાવનારો અથવા તેના પુરાવા તરીકે હોય તેવો કોઇ પણ કીંમતી લેખ અનામત રાખવા સબંધી અથવા. | (ख) જો એવાં નાણાં અથવા કરજ એવાં લેખની તારીખથી ત્રણ કરતાં વધારે ન હોય એટલા મહીનાની મુદતે પાછા આપવાના હોય તો. | વાયદા ચીઠ્ઠીને (નં. ૨ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેની અડધી લાગત. | |
| | (૨) જંગમ મીલકત ઘરેણે મુકવા સબંધી કબુલત દર્શાવનારો હોય એવો કોઇ પણ લેખ. | (ग) જો એવાં નાણાં અથવા કરજ એવા લેખની તારીખથી એક વર્ષ કરતાં વધારે મુદતે પાછા આપવાના હોય તો અગર | તેટલીજ રકમના ખતને (નં. ૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. | |
| | જ્યારે આ પ્રમાણે અના- | | | |

| | | | |
|---|---|---|---|
| | મન રાખવાનું અથવા ઘરેણે મુકવાનું કામ કરજ તરીકે ધીરેલું અથવા ધીરવાનું નાણું અથવા વિદ્યમાન અથવા ભવિષ્યનું કરજ પાછું આપવા બાબતના તારણ તરીકે કર્યું હોય ત્યારે. | તે લેખમાં સમુળગીજ મુદત લખી ન હોય તો. | |
| | માફી. | | |
| | માલ ઘરેણે મુકવાનો લેખ તે ઉપર સાખ કરી ન હોય તો. | | |
| ૩૨ (૩ ब) | ઉલટ લેખ (સામો લેખ) અથવા ડુપ્લીકેટ Counterpart duplicate. | (क) અસલ લેખ ઉપર જે લાગત પડવા જોગ હોય તે એક રૂપીઆ કરતાં વધારે ન હોય તો. | અસલ લેખ ઉપર જેટલી લાગત પડવા જોગ હશે તેટલી લાગત. |
| | જે લેખ લાગતને પાત્ર હોય એવા અને જે બાબત યોગ્ય લાગત આપી હશે એવા લેખનો ઉલટ લેખ કીંવા બીજી પ્રત. | (ख) બીજે કોઈ પણ પ્રસંગે. | એક રૂપીઓ. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | માફી.<br>ખેડુતને આપેલા જે કોઇ પણ પટાને લાગત માફ હશે તેનો સામો લેખ. | | | |
| ૩૩<br>(૪૯ ब) | વેચાણ ખત—(Transfer).<br>સ્વત્વાર્પણનો લેખ.<br>(કલમ ૩ રકમ द માં વ્યાખ્યા કર્યા પ્રકારનો) જે બદલ નં. ૯ પ્રમાણે લાગત કરી હોય | એવા સ્વત્વાર્પણના અવેજની જે રકમ અથવા કીંમત તેમાં લખી હોય.<br>(૧) તે રૂપીઆ ૨૫થી વધારે ન હોય તો. | ચાર આના. | |

| | | | |
|---|---|---|---|
| | અથવા માફી આપી હોય એવું ન હોય તે. | (૨) રૂપીઆ ૨૫ કરતાં વધારે પણ રૂપીઆ ૫૦)થી વધારે ન હોય તો. | આઠ આના. |
| | | (૩) તે રૂપીઆ ૫૦ કરતાં વધારે પણ રૂપીઆ ૧૦૦) કરતાં વધારે ન હોય તો. | દોઢ રૂપીઓ. |
| | | (૪) તે પછી દર સેંકડે અગર તેના ભાગે. | દોઢ રૂપીઓ. |
| | | (૫) હજાર ઉપરાંત દર પાંચસે અગર તેવા ભાગે. | સાત રૂપીઆ. |
| ૩૪<br>(૩૨ ચ) | બક્ષીસપત્ર—<br>મૃત્યુપત્ર અથવા વ્યવસ્થાપત્ર (નં. ૨૦ પ્રમાણેનું) અથવા નામફેર કરી આપવાનો લેખ (નં. ૯ પ્રમાણેનું) ન હોય એવું. | | તે લેખમાં બક્ષીસ કરેલો માલમીલકતની કીંમત હોય તે કીંમત જેટલા અવેજના સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩૫ (૨૦ ब) | વેચાણનો દાખલો. | હરરાજી સર્ટીફીકેટ દર સેંકડે અગર તેના ભાગે. | ચાર આના. | |
| | | (अ) પણ ઘાંચી સીપાઇના ઘર અથવા ઉપર દલની હરાજીનાં સર્ટીફીકેટ જેનો લેખ ન હોય તો દર સેંકડે અગર તેના ભાગે. | સાડા સાત રૂપીઆ. | |
| | | (ब) બીજી કોમનાં લોકોનાં ઘરો અથવા ઉપર દલ લેખ વગરનાં ઘરો હરાજ થાય | સવા છ રૂપીઆ. | |

| | | | |
|---|---|---|---|
| | | તો તેની કીંમતના દર સેંકડે. | |
| ૩૬ (૧૮ ब) | દત્તક પત્ર (Adoptiondeed). | | દસ રૂપીઆ. |
| ૩૭ (૪ ब) | કંપનીના લેખ (નિયમ). Articles of Association. | | પચીસ રૂપીઆ. |
| ૩૮ (૫ ब) | કંપનીનો સંમેલનના ઠરાવ. Memorandum. | | પચીસ રૂપીઆ. |
| ૩૯ (૭ ब) | કરાર કીંવા કરારની યાદી. | (क) કોઈ પણ સરકારી જામીનગીરીના અથવા કોઈ પણ સંસ્થાપીત કંપની માંહેના ભાગના વેચાણ સબંધી હશે તો. | એક આનો. |
| | માફી. (क) સરકાર તરફથી કાઢવાના કોઈ પણ કરજના સબંધમાં સરકારને કરવાની માગણીના સ્વરૂપમાં કર્યો હશે તો. | (ख) કરાર વિશે કીંવા કરારની યાદી વિશે આ નિબંધમાં | આઠ આના. |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | (ख) માલ કીંવા વેપારની જણસના વેચાણ બાબત કીંવા વેચાણ માટે કીંવા વેચાણ સબંધે પાત્ર હોય એવો કરાર કીંવા કરારની યાદી. | બીજી રીતેનો ઠરાવ કર્યો ન હોય તો. | | |
| ૪૦ (૧૪ ब) | છેડા છુટકા. | | એક રૂપીઓ. | |
| ૪૧ | ચેક. | | એક આનો. | |
| ૧૩ ब | કલમ ૩ની રકમ ङમાં | | | |

| | | | |
|---|---|---|---|
| | વ્યાખ્યા કર્યા પ્રમાણેનો રૂપીઆ ૨૦થી અધીક રકમનો. | | |
| ૪૨<br>(૨૯ ख) | પાવતી.<br>(કલમ ૩ રકમ नમાં વ્યાખ્યા કરેલા પ્રકારની), જે કાંઈ પણ નાણાંની અથવા બીજી મીલકતની રકમ અથવા કીંમત વીસ રૂપીઆ કરતાં વધારે હોય ત્યારે. | એક આનો | |
| | માફી.<br>પાવતી.<br>(क) યોગ્ય રીતે સ્ટાંપ લગાડેલા કીંવા લાગતની માફી હોય તેવા કોઈ પણ લેખમાં લખેલો અવેજ પહોંચ્યો | | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | એવા મચકુરની, કીંવા તે લેખ ઉપરથી મળવાના મુદલ પૈસા કીંવા વ્યાજ કીંવા વર્ષાસન કીંવા મુદને મુદતે મળવાનો બીજો અવેજ પહોંચ્યો એવા મચકુરની તે લેખ નીચે કીંવા તે લેખમાં લખેલી. | | | |
| | (ख) અને બદલો આપ્યા સિવાય પૈસા આપ્યા તે બાબતની. | | | |

(ग) સ્ટેટના નોકરોને સ્ટેટથી મળતો પગાર ભાથુ વીગેરેની આપલે તથા સરકારી કામના અંગે સરકારી પૈસાની આપલેના પ્રસંગે.

(घ) સરકારના મહેસુલનો આકાર બેસાડેલો હોય એવી કીંમત ઇનામી જમીન બાબત ખેતી કરનારે જેની પાસેથી જમીન ખેડવા લીધી હોય તેની સાંથના પૈસા આપ્યા બાબતની.

(ङ) સામા હકદારના ખાતમાં ઉપાડની રકમો પાવતી દાખલ લખી હોય તે, અને

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | (ચ) કોઇ પણ સાહુકારની પાસે પૈસા કીંવા પૈસાનો લેખ રાખ્યો છતાં તેનો હીસાબ આપવાનો હોય તે પૈસા બાબત કીંવા તે લેખ બાબત આપેલી.<br><br>પરંતુ એમ ઠરાવ્યું છે કે, જે માણસને તે પૈસાનો કીંવા પૈસાના લેખનો હીસાબ આપવાનો તે માણસ સીવાય બીજા માણસ પાસેથી પૈસા કીંવા લેખ | | | |

પોંહોચ્યો એમ તે પાવતીમાં લખેલું છતાં જેને હીસાબ આપવાનો તેના નામની પાવતી આપી ન હોય તો તે પાવતીને આ માફી લાગુ નથી.

અને વળી એમ પણ ઠરાવવામાં આવે છે કે, કોઈ પણ સંસ્થાપીત કંપનીના અથવા તેવી જે કંપની સ્થાપન કરવાનુ યોજ્યું હોય અથવા ઇરાદો કર્યો હોય તેના ભાગ વહેંચી આપવાના બદલ અથવા પત્ર ઉપરથી અથવા તેના ભાગના ભરણા (કોલ) બાબત અથવા જે લેણાની બાજુથી બજારમાં વેચવા જોગ જામીનગીરી હોય તે બાબત ભરેલી અથવા અનામત મુકેલી રકમની પહોંચને

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | અથવા પાવતીને આ માફી લાગુ નથી. | | | |
| ૪૩ (૩૦ ब) | પ્રતિનીધી પત્ર Proxy. | | એક આનો. | |
| ૪૪ (૨૧ ब) | નકલ અથવા ઉતારો. નકલ કીંવા ઉતારો ખરો છે, એવી સરકારી નોકરે, કીંવા સરકારી નોકરના હુકમ ઉપરથી સહી કરેલી હોય અને ન્યાયા- | (क) જે અસલ લેખ લાગતને પાત્ર ન હોય કીંવા લાગતને પાત્ર હોય પણ તે લાગત એક રૂપીઆથી અધીક ન હોય તો. | આઠ આના. | |

| | | |
|---|---|---|
| ધીરીની લાગત સબંધી જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે લાગતને પાત્ર ન હોય એવી નકલ કીંવા ઉતારો. | (ख) બીજા કોઈ પ્રસંગે. | એક રૂપીઓ. |
| માફી. | | |
| (૧) કોઈ પણ ખાતાની પરીક્ષામાં બેસનાર ઉમેદવાર તરફથી પરીક્ષાની અરજી સાથે, અમુક પરીક્ષા પસાર થએલાના દાખલાની ખરી નકલ સામેલ રાખવા નિયમથી ઠરાવ્યું હોય તેવા દાખલાની તે નકલ ખરી છે, એવી નકલ સરકારી નોકરે કીંવા સરકારી નોકરના હુકમથી સહી કરેલી હોય તેની નકલ. | | |

| ચાલતો નંબર. | દસ્તાવેજનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | (૨) કોઇ સરકારી અમલદારે કોઇ કાગળની નકલ કોઇ પણ સરકારી કચેરીમાં અથવા કોઇ સરકારી કામમાં દફતરમાં રહેવા માટે રજુ કરવાનું કાયદાએ સ્પષ્ટ રીતે ફરમાવ્યું હોય ત્યારે. | | | |
| ૪૫ (૩૭ ઘ) | મુખત્યાર પત્ર. (કલમ ૩ રકમ [illegible] માં વ્યાખ્યા કરેલા પ્રકારનું) પ્રતિ- | | | |

૬

| | | | |
|---|---|---|---|
| | નિધિપત્ર નં. ૪૩ પ્રમાણેનું) ન હોય એવું. | | |
| | માફી. | | |
| | કોઇ પણ સરકારી નોકરને, પેન્શનદારને તેની ગેરહાજરીમાં પગારની, પેન્શનની, અથવા એવા પ્રકારની નોકરીના અંગે બીજી રકમો લેવાની હોય ત્યારે તે બીજાને આપવા બાબત તે રકમો અદા કરનાર અમલદારને અરજના રૂપમાં જાહેર કરે છે તે, પણ તે પુર્ણ રીતે મુખત્યાર નામાના સ્વરૂપનું ન હોય તો. | ૧. એક કામ પુરતું. | એક રૂપીઓ. |
| | | ૨. એક કરતાં વધારે કામ માટેનું મુખત્યારનામું. | પાંચ રૂપીઆ. |
| ૪૬ | સોગનનામું Affidevit. | | |
| (૪૮ ब) | એમાં સોગન લેવાને બદલે પ્રતિજ્ઞા અથવા એકરાર કરવાનો | | |

| ચાલતો નંબર. | સોગનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | કાયદા ઉપરથી અધીકાર હોય તે સખસોએ કરેલી પ્રતિજ્ઞા અથવા એકરારનો સમાવેશ થાય છે.<br><br>માફી.<br><br>સોગનનામું કીંવા એકરાર જ્યારે :—<br><br>(क) કોઇ પણ ન્યાયાધીશીમાં અથવા કોઇ પણ ન્યાયાધીશીના અમલદાર આગળ | | | |

| | | | | |
|---|---|---|---|---|
| | અને પ્રત્યક્ષ રીત તેનો ત્યાં ઉપયોગ થાય અથવા તેના દફતરે રહેવા કારણસર કરેલો અથવા.<br><br>(ख) કોઇ પણ માણસ કોઇ પણ પેન્સન અથવા ધર્માદા નીમણુંક લેવાને શક્તિમાન થાય તેટલાજ કારણ સારૂ કરેલો હશે ત્યારે. | | | |
| ૪૭<br>(૪૦ ब) | વકીલાતની સનદ. | (क) આ રાજ્યના રહીશને કાયમી. | પચાસ રૂપીઆ. | |
| | | (ख) પરરાજ્યના રહેવાસીને અમુક કાયમી. | પચીસ રૂપીઆ. | |

| ચાલતો નંબર. | લેખનો પ્રકાર. | પ્રસંગ. | યોગ્ય સ્ટાંપ લાગત. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૪૮ વડોદરાનો સુધરેલો. | ભાગ લેખ (Share warrant).<br>કંપની નીબંધ મુજબ કાઢેલા.<br>માફી.<br>કંપની નીબંધને અનુસરીને કોઇ કંપનીએ કાઢેલા જે ભાગ લેખો સદરહુ લાગતની તોડજોડ તરીકે નીચે લખેલી રકમ આપવામાં આવેથીજ માત્ર અમલમાં આવવાના હોય તે. | | એવા લેખમાં નિર્દિષ્ટ કરેલા ભાગોની મુળ રકમ જેટલા સ્વત્વાર્પણને (નં. ૩૩ પ્રમાણે) જેટલી લાગત પડે છે તેટલી લાગતનાં એક ચતુર્થાંશ જેટલી લાગત. | |

| | | | |
|---|---|---|---|
| (क) કંપનીની ભરાયલી સઘળી થાપણુ ઉપર સેંકડે પોણો ટકો, અથવા.<br>(ख) જે કોઇ પણ કંપનીએ સદરહુ લાગત અથવા તોડજોડની રકમ પુરેપુરી ભરી હોય તે કંપનીની પાછળથી સદરહુ ભરાયલી થાપણમાં વધારે ભાગ લેખો કાઢીને વધારો કરે તો, આ પ્રમાણે વધારેલી થાપણુ ઉપર સેંકડે પોણો ટકો. | | | |

તારીખ માહે સને ૧૯૨૪.

**RANGILDAS G. MEHTA.**

દિવાન. રાજ્ય સ્વ. લુણાવાડા.